# ઘુવડ બોલ્યું

નીરુ દેસાઈ



આદર્શ પુસ્તક ભંડાર
પી. મનજીભાઈની ફેક્ટરીની સામે ગાર્ડનમાં
રાયખડ રોડ, અમદાવાદ

મૃદુલ ગ્રંથાવલિ પુ. ૫ આદર્શ પ્રકાશન ૭

# ઘુવડ બોલ્યું

નીરુ દેસાઈ



વર્ષ ૨ જું પુસ્તક ૨ જું

આદર્શ પુસ્તક ભંડાર

પી. ધનજીભાઈની ફેક્ટરી સામે, રાયખડ રોડ

અમદાવાદ.

પ્રથમ આવૃત્તિ

૧૯૪૫



કિંમત

રૂ. ૨-૪-૦



: પ્રકાશક :

**નવનીતલાલ પ. મદ્રાસી,**
આદર્શ પુસ્તક ભંડાર
ધનજીભાઈની ફૅક્ટરી સામે,
રાયખડ રોડ, **અમદાવાદ.**

: મુદ્રક :

**હરિલાલ મગનલાલ ભટ્ટ**
ભારતી મુદ્રણાલય, ખાડિયા,
ગોલવાડ, **અ મ દા વા દ.**

# અનુક્રમ





# પ્રસ્તાવના

તા. ૯મી ઑગસ્ટ–'૪૨ ની વહેલી પ્રભાતે અમે સાબરમતી–જેલની દીવાલો પાછળ બંધ થયા. ત્યારે, બહારના જગતનો કશો ખ્યાલ અમને નહોતો. બીજા દિવસથી જ જેલમાં ભરતી થવા માંડી. નવલોહિયા જુવાનોનાં ને કિશોરોનાં ટોળાં ઊભરાવાં માંડયાં. એક યાર્ડ, બે યાર્ડ–સાત દિવસમાં તો અમારું આખું 'છોટું ચક્કર' ભરાવાની સ્થિતિ આવીને ઊભી રહી. આરંભમાં બે દિવસ તો છાપાંઓ મળ્યાં. બહારની અમારી દુનિયા સાથે આછો પરિચય રહ્યો; પણ પછી તો સરકારે છાપાંઓ આપવાનું બંધ કર્યું, મુલાકાતો બંધ કરી. માત્ર રોજે રોજ બઢતી જતી જેલી–સેના જ આ દુનિયા સાથે સાંકળરૂપ બની રહી.

ભાત ભાતના સમાચારો આવતા હતા. નિર્માલ્ય ગણાતા ગૂજરાતમાં ગામડે ગામડેથી સરકાર વિરુદ્ધ જાગેલા જંગની વીર–કથનીઓ અમારા દિલને પુલકિત બનાવતી વહેવા માંડી. અડાસનો બનાવ સાંભળતાં, અમે ગૌરવ અને અપમાન બન્ને અનુભવ્યાં. '૩૦–'૩૨નું ગૂજરાત જોયું છે, અનુભવ્યું છે. આ વખતે તો એની વીરતા વિષે માત્ર સાંભળવાનું જ હતું. એ શ્રવણમાં ય એક પ્રકારનો રોમાંચ તો જરૂર હતો.

આ સંવેદનામાં 'ધુવડ બોલ્યું'નું નિર્માણ થયું. ઓગસ્ટના અંત ભાગમાં અમારા કારાવાસમાં બેઠાં બેઠાં, અડાસ અને બીજાં ગામડાંઓની વાતો સાંભળતાં સાંભળતાં કથા જન્મી. આરંભનાં બે પ્રકરણો તો ત્યારે જ લખાયાં.

સાબરમતીથી એક મહિનામાં તુરત જ નાશીક જવાનું થયું. વાર્તાએ પણ મુસાફરી કરવા માંડી. એમાં સ્વસ્થતા ભાંગી. વાતાવરણ પણ જરા પલટાયું. ત્યાં, 'Moon is Down'—સ્ટાઇન બેકની નાઝી જુલ્મો સામેની અનામી પ્રજાની વીર લડતગાથા—હાથમાં આવી ચઢી. મેં લખવા ધારેલી નવલકથા અને આ ચિત્રણમાં ઘણું સામ્ય હતું, સપાટીમાં જો કે ઘણો ફેર હતો. સ્ટાઇન બેકે એક નાનકડા કસબાની અણનમ લડતનું, અને નાઝી હેવાનિયતનું વર્ણન કર્યું છે. આ વર્ણનમાં ય માનવતાયુક્ત આર્દ્રતા, સૈનિકના લેબાશમાં ય ન સૂકાતું માનવહૃદય, ગુમાખી અને તિરસ્કાર, અનુકંપા અને અણનમ નિર્ધારના ચમકારા મૂકયા છે. વાર્તાની વસ્તુને સમુચિત એવી સચોટતા એણે સાંગોપાંગ જાળવી છે. મારા વસ્તુવિધાનમાં ય આવી જ કાંઈક કલ્પના પડી હતી. ગૂજરાતના ગામડાઓમાં કેવી અણનમ શૂરવીરતા પડી છે, એ બારડોલી અને રાસે પૂરવાર કર્યું છે. સ્ટાઇન બેકની નવલકથાના વાંચને મારા મન પર સબળ છાપ મૂકી. એના સંસ્કાર આ નવલ-કથાના વચલાં પ્રકરણોમાં ઊઠયા જ છે. મારા 'માસ્તર' અને એના 'પાદરી' માં ઘણું સામ્ય છે. 'નાથી' અને 'મથુર' વાળો પ્રસંગ તો આમાંથી જ ટપકયો છે. વચલા બન્ને પ્રકરણો એની છાયામાં જ લખાયાં છે. એનો ઋણસ્વીકાર તો મારે કરવો જ જોઈએ. વાર્તાનો અંત સાવ કલ્પિત છે. સોહનસિંહનું પરિવર્તન કોકને અણધાર્યું, ઉતાવળિયું લાગે. પણ, દુનિયામાં આવું નથી બનતું શું? વાર્તાના મોટા ભાગના પ્રસંગો, એની કલ્પિતભૂમિ છતાં ય, માત્ર આપણા પ્રાંતની જ નહિ, પણ પરપ્રાંતોની અનુભવકહાણીઓ પણ, કાંઈક અંશે જરૂર કહી જાય છે.

'૪૨ની પ્રચંડ લડતના પ્રસંગ ઝીલવાનું, એને શબ્દસ્થ કરવાનું મારાથી શક્ય કેટલે અંશે બન્યું છે, એ તો વાચકો જ કહી શકે. મારી ત્રુટિઓ વિશે હું સભાન છું. રાષ્ટ્રોત્થાનનો, રાષ્ટ્રના પ્રબલ પ્રતિકારનો એકાદ અંશ પણ જો આમાં આવી શક્યો હશે, તો હું મારી જાતને કૃતાર્થ માનીશ. બાકી, એક વિનંતિ કરવાનું મન થાય છે—ગુજરાતને આંગણે ખેલાયેલા આવા સંગ્રામોને શબ્દદેહ આપવા મુનશી જેવા કોઈકની શક્તિશાળી લેખિની તત્પર બને તો ગુજરાતની અસ્મિતા કેટલી સોજ્જવળ બને? શ્રી જયંતિ દલાલ જેવા આ કરી શકે ખરા—અલબત્ત ધારે તો!

નીરુ દેશાઈ

---

## —: શુદ્ધિપત્ર :—

| પૃ. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૬ | ૧૮ | પોષાકમાં | ગેઝેટમાં |
| ૨૧ | ૬ | ચલાવવાની | આપવાની |
| ૨૪ | ૧૫ | એમ એમની | એમ |
| ૨૭ | ૨૬ | પાંડ | પાં'ડ |
| ૨૮ | ૮ | લાંબી | બાંધી |
| ૩૧ | ૬ | આખા | આવા |
| ૫૭ | ૨૪ | તુરીસ્કાર મિશ્રિત | તિરસ્કાર મિશ્રિત |
| ૭૯ | શીર્ષક | પ્રકરણ પાંચમું | પ્રકરણ પાંચમાં પછીનું |
| ૮૭ | ૧૭ | દાંડિયા | દાં'ડિયા |
| ૯૩ | ૨૨ | એમ મળે | એ પણ |

# ઘુવડ બોલ્યું



## પ્રકરણ પહેલું : મૂંઝવણ



ગામના મુખી તરીકે કેવળભાઈને સાચે જ મૂંઝવણ થાય એવો પ્રસંગ આવીને તોળાયો હતો. સરકારના મુખી તરીકે એ રાજીનામું આપી ફારેગ થયા હતા; પણ જન્મારાથી જે કારભાર તેમના કુટુમ્બને સુપ્રત થયો હતો, તેમાંથી ગામને માટે મુક્ત થવાનું તેમને માટે સરળ નહોતું. જે દિવસે એમણે રાજીનામું લખ્યું, તે જ દિવસે સરકારી ચોરો નહોતો રહ્યો; ત્યાં તો હવે રાષ્ટ્રધ્વજ ફરકાવવામાં આવ્યો હતો. એકત્ર થયેલી માનવમેદનીએ, 'તમારે કામકાજ કરવું પડશે' એવો આગ્રહ કર્યો ને કેવળભાઈને એ માન્ય રાખવો પડયો.

આ લડતમાં રાજીનામું આપવું પડશે એવું એમણે ધાર્યું નહોતું. ૧૯૩૦ની લડતમાં ગામે અગ્ર ફાળો આપ્યો હતો–નાકરની લડત આ જ વિભાગમાં પૂરજોશથી ચાલી હતી, અને એનું કેન્દ્ર આ ગામ બન્યું હતું. એ વેળા સરકારે ગામને નમાવવા ઘણા પ્રયત્નો કરી જોયા.

ગામના વડીલ માણસોને–વયોવૃદ્ધોને પણ–જેલ ભેગા કર્યાં; ગામમાં પોલીસથાણું નાંખ્યું અને આ બાળકોને હેરાન કર્યાં, ઘર અને બીજી મિલકત ઉપર જપ્તીઓ આણી; મહેસૂલની વસૂલાત માટે ઘરનું રાચરચીલું, ઢોર–ઢાંખર પાણીના મૂલે વેચી દીધા. જમીન હરાજ કરવામાં આવી. એથી પણ ગામ ન નમ્યું ત્યારે છેવટે મારપીટનો આશ્રય લેવામાં આવ્યો; ઘરમાં ઘૂસી જઈ, જે અડફેટે ચઢયા, તેમને માર્યા. લડાઇમાં ઘા કરવામાં શરીરનો કોઇ ભાગ જોવાતો નથી. એમ પોલીસને માટે આ પણ લડાઇ જ હતી ને? આવી બેસીતમ યાતનાઓ છતાં ગામ ડગ્યું નહિ, અને કોઇએ એક કોડી પણ આપમરજીથી સરકારને ભરી નહિ. એ વખતે પણ જવાનજોધ કેવળભાઇએ રાજીનામું આપવા સિવાય પ્રત્યક્ષ ભાગ લડતમાં નહોતો લીધો. લોકઇચ્છાને વશ થઈ રાજીનામું આપી દીધું પણ બીજે જ દિવસે એ ગામ છોડી મોસાળ ચાલ્યા ગયેલા.

'૩૦ની લડત પછી ગામમાં ભારે નિરાશા ને પ્રત્યાઘાત આવ્યાં, અને ગામની રામ લક્ષ્મણ જેવી અતૂટ એકતા તૂટી. અંદર અંદર વિખવાદો થયા, વાડાઓ પડયા, ગયેલી જમીનોના અફસોસ તો કોઇએ સીધી રીતે ન કર્યાં પણ આ પાયમાલી માટે માંહોમાંહ ગાળો દેવાની–કોઈ ભળતા જ કારણસર-શરૂ થઇ. ગામના જે જુવાનીયાઓ, જમીનના અભાવે, શહેરમાં રોજી રળવા ગયા, એ ત્યાંના જ વતની બની ગયા. ગામમાં પાછા આવવાનું કોઇને દિલ નહોતું; ગામના કલ્લોલમય વાતાવરણમાં ઘુવડનો અવાજ પ્રતિદિન સંભળાવા લાગ્યો.

મહાસભાવાદી સરકાર પ્રાંતોમાં આવી, અને ગામને જમીનો પાછી મળી. પણ ગામને પહેલાંની એકતા અને શાંતિ પુનઃ પ્રાપ્ત ન થયાં. શાંતિ અને સ્થિરતા માટે સંજીવની વિદ્યા શોધાઇ નથી. ગામના વાડાઓ કાયમ રહ્યા. ગામથી ચરિતાર્થે બહાર ગયેલા માણસોમાંથી બહુ ઓછા પાછા ફર્યા. એક વાર તાર તૂટે છે, પછી ગાંઠેથી એ સંધાય ખરો, પણ તેની અવિભાજ્યતા તો નથી જ રહેતી.

બહારના કાર્યકરો આવી ગામને તડાંઓ સાંધવા આદેશ આપતા; કાંઈક રચનાત્મક કાર્ય કરવા સમજાવતા, પણ આની કશી અસર ગામ પર ન પડી. ગામમાં જાણે હાડપિંજરો ફરતા હતાં. ગામનું વાતાવરણ એટલું ખરાબ હતું કે જિલ્લા મહાસભા સમિતિની બેઠક વખતે 'આ નવી લડતમાં આ કટોદરા ગામનો ફાળો શું રહેશે?' એવો પ્રશ્ન પૂછાયો ત્યારે એક આગેવાને કહી દીધું, 'કટોદરા સાવ પાણીમાં બેઠું છે. એની પાસે કોઈ જાતની આશા રાખવી નહિ. એ ગામ પાછળ હવે મહેનત કરવી નકામી છે.'

સમસ્ત દેશમાં '૩૦ કરતાં પણ પ્રચંડ જુવાળ આવ્યો, છતાં કટોદરા તો હતું ત્યાંને ત્યાં જ રહ્યું. ગાંધીજી પકડાયા, આગેવાનો જેલના સળીઆ પાછળ પુરાયા. સમસ્ત દેશમાં પ્રજાએ બ્રિટીશ સલ્તનતને ઘડીભર થંભાવી દીધી, ઠેકઠેકાણે સભા સરઘસો ઉપર ગોળીબારો થયા. ઘણા જવાનીઆઓ માર્યા ગયા અને ઘવાયા. પણ કટોદરા પર એની કશી અસર ન થઇ. ન ત્યાં સભા થઇ, કે ન સરઘસ નીકળ્યું; ન ત્યાં કોઇએ એમ પણ કહ્યું કે આપણે ભેગા થઈ વિચાર કરીએ. છાપામાં જ્યારે ધરપકડના અને ગોળીબારના સમાચાર ગામલોકે વાંચ્યા ત્યારે એક ચોવટીઆએ સહુનો અભિપ્રાય દર્શાવી દીધો: 'નકામી લડત આવે સમયે ગાંધીજીએ ઉપાડી છે. બેચાર દહાડા આવું ચાલશે અને સહુ પાછા ઠરી ઠામ થઇ જશે.' આવો અભિપ્રાય ઉચ્ચારી સહુ નિત્ય કામમાં ગૂંથાઇ ગયા.

આવા ઉત્સાહવિહીન ગામમાં કેવળભાઇને રાજીનામું આપવાનો સવાલ ક્યાંથી આવે? સરકારે મુખીઓને વફાદાર રહેવાનો અને આવા તંગ વાતાવરણમાં ખડે પગે કામ બજાવ્યે જવાનો પરિપત્ર મોકલ્યો હતો. એના ઉત્તર રૂપે કેવળભાઇએ લખી મોકલ્યું હતું: 'અમારા ગામ વિશે નચિંત રહેજો. અમારા વિભાગમાં કશી જ ધમાલ નથી, અને સરકારને અમે પૂરા વફાદાર છીએ. ભૂતકાળના બનાવોથી અમારા વિશે સરકારે કશો અભિપ્રાય ન બાંધવો. અમારા

ગામમાં આ વખતે કાંઇ થાય એમ નથી.' એમણે ગામના બેચાર આગેવાનો સાથે મસલત કરી લીધી. એ બધાનો અભિપ્રાય આવો જ પડ્યો હતો.

રાજીનામું આપવાની વાત બાજુએ રહી પણ લાંબા સમયના મનોરથ ફળીભૂત થશે એવી આશા કેવળભાઇના દિલે જાગી હતી. રાવસાહેબ થવાનું મન તેમને ઘણા સમયથી હતું. એ માટે સરકારી અમલદારોની ખાતર બરદાસ કરવામાં, એમને વાડીમાં ઉજાણી અંગે નોતરવામાં તે કદી ય પાછા ન પડતા. મુખ્ય કચેરીએ, અવસરે કે વગર અવસરે, જ્યારે જ્યારે જતા ત્યારે ત્યારે અમલદારો માટે તુવેરો કે પોંક, કેરી કે શાકભાજી લઇ જવાનું એ ચૂકતા નહિ. એવે વખતે, વાતવાતમાં પોતાને માટે સાહેબ ઉપર કાંઇ લખાણ થાય એવું, પરોક્ષ રીતે સૂચવતા. ભેટ સ્વીકાર્યાં પછી આવા લખાણો કરવાની કોઇ તસ્દી નહિ લેતું હોય, એવી શંકા તેમને થતી જ નહિ; અને પ્રતિ વર્ષ, જ્યારે માન-અકરામના ચાંદની લહાણીના મુબારક નામો છાપામાં પાને ચઢતાં, ત્યારે વિષ્ણુસહસ્ર નામનો પાઠ કરતા હોય એમ ઉત્સુકતાથી એકેએક નામ એ વાંચી જતા. નામ ન નીકળતાં વળી પાછું કાંઈક લઇ મોટા સાહેબ પાસે એ જતા, અને તેમની પાસે શાબ્દિક દિલાસો મેળવી આવતા. 'જુઓને મુખી! આ વખતે તો ઘણા ય માણસોને સંતોષવાના હતા. આવતી વખતે જરૂર તમારું નામ આવવું જોઇએ. મેં બરાબર ભલામણ કરી છે.' દર વર્ષે લગભગ આવો જ જવાબ મળતો. અને એ જ આશા, ચિલે જતા ગાડાની માફક, તેમના જીવનની ઘરેડમાં ચાલી જતી.

આ વર્ષે આવી આશા બર ના આવે તેવાં કોઇ કારણો નહોતાં રહ્યાં. તેમના કામમાં આજ સુધી કોઇએ વાંક શોધ્યો નહોતો, તેમની વફાદારી વિશે કોઈએ શંકા ઉઠાવી નહોતી. ને આવા સમયમાં સરકાર પોતાને વફાદાર રહેલા માણસોની કદર કર્યા વગર રહેશે જ નહિ, અને નવી લહાણીમાંથી એકાદ બરફી-ચકતું પોતાને ભાણે પીરસાશે એ વિશે હવે કોઇ જાતની શંકા તેમને રહી નહોતી.

પણ લડત બેચાર દિવસમાં પતી નહિ; અણધાર્યા બનાવોનો ફાંસીદોર સરકારને ટૂંપવા લાગ્યો. સરકારની સત્તાના કૃષ્ણપક્ષના ચંદ્રનો ક્ષય થવા લાગ્યો, શહેરના મોટા મોટા કારખાનાઓ હડતાલના કારણે નિર્જન થવા લાગ્યા. કોલસાની ખાણોમાંના કાળા કોલસા માનવીની હાથે પ્રથમવાર આરામ પામી શાંતિ ભોગવતા હતા. તાર ટેલીફોનના દોરડા તૂટી ગયાં. અનંતમાં અલગ અલગ દોડતા પાટાઓએ પહેલીવાર સાયુજ્યતાનો આનંદ લીધો; લશ્કરી મથકો અને પોલીસ થાણાઓ, સરકારી ચોરાઓ અને મુસાફરખાનાઓ, શાળાઓ અને સ્ટેશનો ઉપર વિફરેલા ટોળાઓએ દોઢ સદીના જુલમનું વેર લેતા હોય તેવા ભયાનક હુમલા કર્યા. સરકારે આકરાં પગલાં ભર્યાં. ઠેર ઠેર મિલિટરી મૂકી, નિરંકુશ ગોળીબાર કર્યા, એરોપ્લેન મારફતે મશીનગનો ચલાવી, પુરુષના કૃત્યનો બદલો સ્ત્રી પર લીધો. એ ન નમી તો એના બાળક પર લીધો. જર્મનો સામે વિમાની બોમ્બરોનો બદલો લેવાનું કામ કઠીન હતું, પણ હિંદમાં એને ફાવે તેમ એ કરી શકે તેમ હતી.

પણ લડતની પાવક–શિખા આ દમને વધુ વેગથી પ્રજ્વળી રહી એક પ્રાંતથી બીજે પ્રાંત, એક ગામથી બીજે ગામ, દીપશિખા લઇ જુવાનીઓ ઘૂમી વળ્યા.

આવી એક સવારે કટોદરા ગામમાં પણ લડતે પ્રવેશ કર્યો. કોલેજના વિદ્યાર્થીઓની એક ટોળી રાષ્ટ્રસૂત્રો લલકારતી ગામમાં આવી પહોંચી. ગામલોકોએ એ વખતે એના પર કાંઇ ધ્યાન ન આપ્યું. એમને માન્યું કે એ બધા, ચોમાસામાં પડતા પાણીની પેઠે ગામમાં ફરીને ચાલ્યા જશે. પણ આ ઉત્સાહી લોકો તો રહેવા આવ્યા હતા. એમાંનો એક તો વડોદરા કોલેજમાં ભણતો, ગામના વેપારી માધવલાલનો છોકરો રમણ હતો. એ સૌ અભ્યાસને તિલાંજલિ આપી લડતનો પ્રચાર કરવા નીકળી પડ્યા હતા. અને રમણ પોતાના જ ગામમાં પોતાના ભાઈબંધોને લઇ આવી પહોંચ્યો હતો.

આવતાંની સાથે જ ગામના છોકરાઓને ભેગા કરી આ વિદ્યાર્થીઓએ એક સરઘસ કાઢયું. રાત્રે સભા કરવા થાળી પીટી, અને સભામાં ઘણાએ સરકારની નીતિ સંબંધે, જગતમાં ચાલતા મહાયુદ્ધ સંબંધે તીખાં ભાષણો કર્યાં. સૌથી વધુ જલદ ભાષણ તો રમણનું હતું. એણે કહ્યું : ' આપણા ગામે આખા જીલ્લાને, આખા પ્રાંતને, ના–આખા દેશને અહિંસાત્મક અસહકારનું જ્વલંત ઉદાહરણ પૂરું પાડયું છે. આ ગામના દરેક કુટુંબમાંથી ઓછામાં ઓછો એક માણસ જેલમાં ગયો છે. ગામે પોતાની જમીન, પોતાનું સર્વસ્વ લુંટાવી દઇ કુરબાનીનો જ્વલંત ઈતિહાસ રચ્યો છે. મને મારા ગામ વિષે જ્યારે પૂછવામાં આવે છે, ત્યારે અભિમાનપૂર્વક આ ગામનું નામ હું લઉં છું, અને મારા સહાધ્યાયીઓ મારી ઇજ્જત કરે છે. હું જાણે કોઈ મહાન ભૂમિમાંથી આવ્યો હોઉં, તે રીતે મારો સત્કાર થાય છે. સરદાર અને ગાંધીજી આ ગામની પ્રશંસા કરતાં થાકતા નથી. હું અહીં આવવા નીકળ્યો, ત્યારે મારા મિત્રો મારી સાથે આવવા પડાપડી કરતા હતા. સહુને આ ગામ અને ગામલોકને જોવાં હતા, મેં ઘણાને વાર્યા, પણ આટલા લોકોને લાવ્યા વગર છૂટકો ન થયો. આજે દેશભરમાં બ્રિટીશ રાજ્યને ખતમ કરવાની જબરી ઝુંબેશ જાગી છે. ગામેગામ આનો દાવાનળ ફેલાવવા લાગ્યો છે. મહિના બે મહિનામાં આ જાલીમ સરકારનો અંત આવી જશે. આપણે એનો અંત આણીશું. મને અફસોસ છે કે ગામલોક હજી શાંત બેઠા છે. એમની વીરતા હજી પ્રજ્વળી ઊઠી નથી. એમના ઉપર લડતનો રંગ હજી ચઢયો નથી. મને એ વાતની શરમ આવે છે, હું અહીંયાં સંગ્રામભૂમિ માની આ બધાને લાવ્યો હતો. આ સ્વાધીનતાના સંગ્રામના અદના સિપાઈઓ થવાની ઝંખના સાથે અમે અહીંયાં આવ્યા હતા. આજે જે મેં અહીંયાં જોયું છે, આજે જે બેદરકારી, જે લાપરવાહી, આ સંગ્રામ તરફ જે ઉપેક્ષા, નફરત અમને જોવા મળ્યાં છે, તેથી શરમથી–નામોશીથી–મારું મસ્તક નમે છે. આ મિત્રોને હું

કહું છું કે તમે જે અમારા માટે સાંભળ્યું હતું તેમાં કશું સત્ય નહોતું. અમારી વાતો આપવડાઈની વાતો હતી. અમે આવેશમાં આવી એકવાર જીવનનો ભીજબો ઈતિહાસ રચ્યો હતો, પણ એ અમારી ભૂલ હતી; માત્ર ક્ષણિક, ચંચળ આવેશ હતો. એ પતંગીયા જેવા ઝબકારને જીવનનો શાશ્વત ઉજાસ–પ્રકાશ માનવાની ભૂલ મેં, તમે સહુએ કરી હતી. એ હવે ભૂલી જજો. અમે સાચેસાચ તો કાયર હતા–નામર્દ હતા. આજે અમારી સાચી સ્થિતિનો ખ્યાલ તમને આવશે. તમારા શબ્દો અમને પાણી નહિ ચઢાવી શકે–અમને ઉત્સાહ નહિ આપી શકે. અમે કશું ન કરી શકીએ, અમે આ લડતમાં કશો ફાળો ન આપી શકીએ તો અમને માફ કરશો.'

આંખમાં આંસુ સાથે જ્યારે રમણ બેસી ગયો, ત્યારે એક જાતની ચમક સભામાં વ્યાપી ગઇ. ઘણા શ્રોતાઓને એમ લાગ્યું કે બહારના માણસો આગળ ઝાંખા પડવા જેવું ગામે કાંઇક તો કર્યું જ હતું. લડત માટે એક સભા પણ નહોતી કરી. એટલી ફરજ તો સહુ ચૂક્યા જ હતા. સભામાં કોઇ બોલ્યું નહિ, છતાં વાતાવરણમાં ચોમાસાના ઘનઘોર આકાશમાં વિજળીનો એકાદ ચમકાર થાય એવો ફેરફાર થયો હતો.

બીજે દિવસે સવારે રમણ પોતાના ભાઇબંધો સાથે વિદાય થયો. ગામના કેટલાક લોકોએ તથા માધવલાલે તેને થોડા દિવસ રહી જવા આગ્રહ કર્યો. 'પણ મારે અહીંયા નથી રહેવું' એમ કહી પડેલા મુખે રમણ વિદાય થયો.

એ દિવસે સાંજે વિજળીનો આંચકો લાગી જાય એવા સમાચાર ગામે સાંભળ્યા. રમણ અને તેના ભાઇબંધો પાછા જવા અડાસ સ્ટેશને ગયા હતા. બીજી પણ ટોળીઓ ત્યાં આવી હતી. સ્ટેશન ઉપર જ, વનમાં શિકારની શોધમાં નીકળેલા શિકારીઓ જેવી, મિલિટરી તેમને ભેગી થઇ. વિદ્યાર્થીઓને જોતાં જ મિલિટરી ઉશ્કેરાઈ. સહુને ઘેરી લઇ નજીકના ખેતરમાં લઇ ગઈ અને ત્યાં આ નિઃશસ્ત્ર વિદ્યા-

થીઓ પર તેમણે, બિલાડી ઊંદરને રમાડી મારી નાંખે એવી રીતે, ગોળીબાર કર્યો. આ ગોળીબારનો ભોગ થનાર રમણ પણ હતો. ગામ આખું સળવળી ઊઠ્યું.

ગામમાં છેલ્લા દશ વર્ષમાં નહિ થયેલી એવી ગંજાવર સભા થઈ. ગામના સ્ત્રીપુરુષો સહુ એક પક્ષમાં હતાં. એક પળમાં ગામના તડાં સંધાઇ ગયાં અને એકતા સ્થપાઇ ગઇ. એક પળમાં ગામના પહેલાનાં નિરાશા અને નિરુત્સાહ રમણના અદ્દ્ભુત બલિદાનની ભેખડ પર ભાંગી ગયાં.

વિસ્મૃતિની ધરતી નીચે નામશેષ બનેલું ૧૯૩૦નું વર્ષ વળી પાછું જાગી ઊઠ્યું. ગામે બ્રિટિશ સરકાર સામે યુદ્ધ જાહેર કર્યું. જ્યાં સુધી આઝાદી મળે નહિ ત્યાં સુધી ગામ લોકોએ જંપીને બેસવું નહિ, એક પાઈ સરકારને ભરવી નહિ, એના દરેક કાર્યમાં દખલ નાંખવી; અને ગામ લોકની સમિતિ નીમી આઝાદ ગામ તરીકે ગામનો વહીવટ કરવો.

રમણ જે જીવતાં ન કરી શક્યો, તે એના મૃત્યુએ શક્ય બનાવ્યું.

એ જ રાત્રે કેવળભાઇને ત્યાં વડેરાઓ ભેગા થયા. રાજીનામા વિશે વાતચીત ઉપડી. "હવે, મુખી! તમારે રાજીનામું આપવું જોઇએ." ગામના વયોવૃદ્ધ ગણાતા માધવલાલે આગ્રહ કર્યો.

"માધુકાકા! રાજીનામું તો આપું, તો પણ આપણું ગામ તો તમો જાણો છો ને?" કેવળભાઇએ શંકા રજૂ કરી.

"તને એમ ભય છે કે તું મુખીપણું છોડી દઇશ તો બીજો કો'ક અંદર હાથ ઘાલશે એમને?" કેવળભાઇએ આ વેળા મુરબ્બીઓ તરફ નજર નાંખી. કોના ઉપર વહેમ છે એમ સીધી રીતે કહેવાને બદલે સંજ્ઞામાં જ કહેવાનું કહી દીધું.

"અમે બેઠા છીએ એમાંથી તો કોઇ નહિ લ્યે એની તને બાંહેધરી. ફરી મુખીપણું ભોગવવાનો સવાલ આવે ત્યારે તું જ

અમારો મુખી થાય, એવી અમે પ્રતિજ્ઞા લઈએ, અને આખા ગામ પાસે પ્રતિજ્ઞા લેવડાવીએ."

બીજે દિવસે અત્યંત ઉત્સાહમાં ગામલોક એકત્ર થયું, અને કેવળભાઈની જગ્યાએ મુખીપણું લે, તેને રણછોડરાયના સમ, એવી જાહેર પ્રતિજ્ઞા લેવાઈ; એટલુંજ નહિ, ગામની આખી આગેવાની પણ કેવળભાઈએ જ કરવી. એ કહે તે તમામ લોકોએ કરવું, એવી મતલબનો ઠરાવ થયો. તમામ લોકો સરઘસઆકારે ચોરા ઉપર ગયા. ચોરા ઉપર કેવળભાઈના જ હસ્તે જ રાષ્ટ્રધ્વજ ચઢયો.

કેવળભાઈએ મતાદારોના રાજીનામાં સમેત પોતાનું રાજીનામું અમલદારને મોકલી આપ્યું. આથી સત્તાવાળાઓ ચોંક્યા. કટોદરા ગામે આવો ઠરાવ કર્યો એની અસર આસપાસના વિસ્તારમાં પડયા વગર રહેવાની નથી, ત્યાં સળગેલી આગ સર્વત્ર પ્રસરી જશે, બ્રિટીશ સરકારના સાંધા ઢીલા કરી નાખશેઃ આવો ભય, ભૂતકાળની કારકીર્દી જોતાં, સત્તાવાળાઓને લાગ્યો. પ્રારંભમાં નાનાં નાનાં ગામડાંઓને અડકવું નહિ, એવી નીતિ સામાન્ય રીતે સરકારની આ વખતે હતી, પણ કટોદરાને એમાં અપવાદરૂપ ગણવાનો, ગામનો જુસ્સો આગળ વધે, વેગ પકડે એ પહેલાં તેને તોડી પાડવાનો, સત્તાવાળાઓએ નિર્ણય કર્યો. બીજે સ્થળે સામાન્ય પોલીસ મોકલવાની હતી; કટોદરામાં મિલિટરીના દશ માણસો એક અફસરની સરદારી નીચે રવાના કરવામાં આવ્યા.

કટોદરા વિશે અફસરને અનેક વાતો કહેવામાં આવી હતીઃ 'ગામ 'જકવાળું' છે, સંભાળીને કામ લેજો. જરૂર પડે, લાઠીનો કે ગોળીબારનો ઉપયોગ કરજો, ગામના માણસોને ફોસલાવવા પ્રયત્ન કરજો. પલમાં લઈને કામ કરશો તો ગામની ટેક કદાચ ભાંગી જશે.'

અફસર સોહનસિંહ રાજપૂત હતો. એ થોડા સમયથી ગુજરાતમાં આવીને વસ્યો હતો અને લોકમાનસથી થોડે ઘણે અંશે પરિચિત પણ થયો હતો.

એણે દમામ પાડવા માટે ટૂકડીને કૂચ કરાવતાં કરાવતાં ગામમાં પ્રવેશ કરાવ્યો. ગામના લોકને એની જાણ તો થઇ હતી પણ કોઇએ આ સરકારી ઠમકા પર ધ્યાન ન આપ્યું. સહુને સૂચના મળી હતી તે પ્રમાણે કામમાં મગ્ન રહ્યાં. પણ ટૂકડી આગળ વધતાં જ નાના છોકરાઓએ 'ઇન્કીલાબ ઝીન્દાબાદ'ના પોકાર કર્યા. સોહનસિંહને ગામના મિજાજનો પ્રથમ પરિચય થયો.

એણે આવીને ચોરામાં મુકામ કર્યો. પણ રાષ્ટ્રધ્વજ ન ઉતાર્યો. આવીને એણે કેવળભાઇને સંદેશો મોકલ્યો કે, હું તમને મળવા બીજે દિવસે સવારે આઠ વાગે તમારે ઘેર આવીશ.

કેવળભાઇને મૂંઝવણ આમાંથી થઈ હતી. એમણે લશ્કરી અફસર સાથે પહેલાં કદી પ્રસંગ પાડયો નહોતો. લશ્કર ગામમાં આવ્યું છે, અને નવાજૂની કરશે, તો એને એ પોતે અટકાવી નહિ શકે, એવી માન્યતા પહેલાંના અનુભવે તેમના મગજમાં તરત જ બંધાઇ ગઈ હતી. બ્રિટિશ સરકારની લશ્કરી તાકાતનો એમને ઠીકઠીક ખ્યાલ હતો. લોકબળ આ લોખંડી તાકાતને ભાંગી નાંખી શકે, એવી શ્રદ્ધા એમના દિલમાં હતી જ નહિ. એમણે શહેરમાં પોલીસના દોરદમામ જોયા હતા. એની તાકાતના પ્રદર્શનો વારંવાર, કોઇ મુગ્ધ પત્નીની માફક, નિહાળ્યા હતા.

કલેકટર, મામલતદાર વગેરે પાસેથી સાંભળ્યું હતું: "આ સરકાર ભારે મજબૂત છે. એનું બળ પચંડ છે. એ ગમે તેવા તોફાનને દાબી દેવા શક્તિશાળી છે." જે થોડો ઘણો ઈતિહાસ એ શાળામાં ભણ્યા હતા, એમાંથી ય એ જ જાણવા મળ્યું હતું કે સિરાજ–ઉદ્–દોલાથી માંડી ૧૮૫૭ના બળવા સુધી હિંદીઓની વારંવાર હાર જ થઈ હતી, અને સરકારનો વારંવાર વિજય થયો હતો. એક ઉનાળાની રજામાં આ પ્રશ્ન વિશે રમણ સાથે એમણે વાદવિવાદ પણ થયો હતો. રમણ એમ બતાવવા માંગતો હતો કે ઇતિહાસમાં

  

રજૂ કરવામાં આવેલી હકીકતોમાં સત્યનો અંશ ઘણો ઓછો છે. ‘સાચું પૂછો તો કાકા! અંગ્રેજોએ આપણને અંદરઅંદર લડાવી માર્યાં છે. મિરજાફર ના હોત તો સિરાજ-ઉદ્-દોલા હારત ખરો? શીખો ન હોત તો ૧૮૫૭નો બળવો નિષ્ફળ જાત ખરો? અંગ્રેજો જ્યાં જ્યાં જીત્યા ત્યાં ત્યાં માત્ર પ્રપંચ અને છળકપટ સિવાય બીજી રમત એ રમ્યા નહોતા. અંગ્રેજોએ સાચી વીરતા ક્યાં ય બતાવી હોય એવો દાખલો તો શોધી આપો!’ રમણની આ હકીકતોનો જવાબ તેમની પાસે નહોતો—તેનો પ્રતિકાર કરવા જેટલું જ્ઞાન તેમણે મેળવ્યું નહોતું. એટલે, ગામડાના અર્ધશિક્ષિત માનવી પેઠે, તેમણે ઈન્કાર ન ભણ્યો. પણ રમણની વાતમાં એમને શ્રદ્ધા નહોતી બેઠી.

અંગ્રેજ સરકારની અપરિહાર્ય શક્તિમાં વસેલી આ શ્રધાએ એમની મૂંઝવણ ઘટાડવાને બદલે વધારી.

બીજો પણ એમને એક વસવસો હતો. અમલદારની ખાતર-બરદાસ્ત કરવી કે નહિ? ગામલોકોનો એ ઠરાવ હતો કે સરકારી અમલદારો સાથે સહકાર ન કરવો, એમને સીધું સામાન પણ ન આપવું, એમની સાથે બોલવુંચાલવું ય નહિ.

પણ કુટુંબની પ્રણાલિ એવી હતી કે દુશ્મન પણ ઘરે આવે તો એનું સ્વાગત તો કરવું જ જોઇએ. કેવળભાઈના કુટુંબમાં આવા પ્રસંગો એકથી બેવાર આવી ગયા હતા. એકવાર બહારવટીયો દાદુ જ એમને ઘેર આવી ચઢેલો, ત્યારે કેવળભાઇના દાદાના દાદા, લલ્લુભાએ સરકારી મુખી હોવા છતાં, એને ઘરમાં સંઘરેલો. ફોજદાર એને પકડવા આવ્યો ત્યારે લલ્લુભાએ હોકો ગગડાવતાં રોકડું સંભળાવ્યું. “ના સાહેબ! આજે તો એ ન બને. દાદુ મારા ઘરનો મે’માન. મારું માથું મળે, પણ દાદુ ન મળે. મારા ઘરમાંથી બહાર નીકળે પછી તમે ફાવે તેમ કરજો.”

એનાથી વધારે જ્વલંત પ્રસંગ તો કેવળભાઈના જીવતાં જ એમણે જોયેલો, ૧૯૩૦-’૩૨ ની લડતમાં એ રાજીનામું આપી બીજે

ગામ રહેવા ગયેલા, ત્યારે એ ગામમાં એક દિવસ સભા પર લાઠી ચાલેલી. એક સૈનિક સખ્ત ઘાયલ થઇ કેવળભાઇના ઘરમાં પેસી ગયો. પોલીસ એની વાંસે પડી, અને ઘર સુધી આવી પહોંચી.

"અમારા માણસને સોંપી દો. એ આ ઘરમાં સંતાઈ ગયો છે."

કેવળભાઇ પેલા માણસને લેવા જતા હતા, ત્યાં તેમની વૃદ્ધ માનો અંદરથી અવાજ આવ્યો: 'કેમ શું છે, ભાઇ?"

"પોલીસ આવી છે."

"શાને માટે?"

"પેલા ઘાયલ સૈનીકને લેવા માટે?"

લાકડાને ટેકે મા બહાર આવી. એની કરચલીઓમાં નવું લોહી આવ્યું. એની નિસ્તેજ આંખો પ્રકાશમાં ચમકી ઊઠી. "એ ના બને ભાઇ! અમારા ઘરમાં આવ્યા પછી અમે સુપ્રત ન કરીએ."

"માજી! માની જાવ. સરકારી માણસને ઘરમાં રાખવામાં ગુન્હો થાય છે. તમે શીદ વચ્ચે આવો છો?" શિકારીની અદાથી ફોજદારે ઠપકો આપવા માંડ્યો.

"એ જે થવાનું હોય તે થાય. એને સોંપતા મારે મારો દેહ આપવો પડશે." માજીનો નમેલો દેહ ટટાર થયો.

ફોજદાર સમજી ગયો અને ચાલ્યો ગયો. કેવળભાઈની સ્મૃતિમાંથી આ પ્રસંગ કેમ વીસરાય?

આવી પ્રણાલિ હોય ત્યાં ઘરમાં જે કોઈ આવે તેનું સ્વાગત કર્યા વગર ચાલે ખરૂં?

એમણે આ મૂંઝવણમાંથી ઉગરવા મંછાને–પત્નીને–હાંક મારી. "કેમ?" મંછા આવી. એના મુખ પર ઓછો ઉદ્વેગ નહોતો. એ પતિની ચિંતાનું કારણ સમજતી હતી. એને વ્યવહાર સિવાય બીજી કશી ગમ નહોતી. પણ પતિને માથે આવી પડેલો બોજ સમજવા,

હલકો કરવા એ કોશિષ કરતી હતી. એની આધેડ વય સુધી આવો પ્રસંગ પહેલીજ વાર આવ્યો હતો.

"આવતી કાલે પેલો અમલદાર આવશે, એને શું જમાડશે?"

"શું?" મંછાનો અવાજ જરા તીખો બન્યો. એની અનિચ્છા કેવળભાઇએ પારખી.

"આપણે ઘેર આજ સુધી કોઇ અમલદાર જમ્યા વગર પાછો ગયો નથી. આને પણ એવો આગ્રહ કરવો તો પડશે ને?"

"શું કરવા? આજનો સમય જુદો છે. આવા મૂવા ઘણા ય આવે, એમાં આપણે શું?"

"પણ એમ તે કાંઈ ચાલે?" મંછાને મનાવતા મૃદુ અવાજે કેવળભાઈ બોલ્યા. આ નવી આપદા ઊભી થઇ હતી.

"કેમ ન ચાલે? પછી આ ગામલોક ફીટકાર વર્ષાવશે, બહિષ્કાર કરશે એ કોણ વેઠશે? કદાચ તમારે તો ઠીક છે કે અહીં તહીં બહારગામ રખડયા કરશો, પણ મારે રોજ તેમની સાથે બેસવાનું રહ્યું–એમની ટીકા સાંભળ્યા કરવાની. એ નિંદા મારાથી સહન નહિ થાય. તેમાં ય મંગુને મારે પીપળા વેરે નથી પરણાવવી. એને વર કોણ દેશે? આ બધાનો વિચાર કર્યા વગર અમલદાર આવે છે માટે જમાડી દેવાની સીધી વાત કરો છો!" મંછાનો ગુસ્સો વધ્યો હતો. પણ તુરત જ એ નરમ પડી ગઇ, એની આંખમાં આંસુ આવી ગયાં. મંછા પાછી બોલી:

"તમને પગે લાગું છું કે આપણે આ વાત માંડી વાળીએ. એ મળીને એને ઠેકાણે જશે. પણ ગામલોક સાથે આપણે વેર નથી બાંધવું."

કેવળભાઈ થોડીવાર અનુત્તર રહ્યા. હવે કઇ દલીલ કરવી એ તેમને સમજાતું નહોતું.

"તો સારું! ચાલ ચાનાસ્તો તો કરીશ ને?"

"મારું કહ્યું માનો તો કશું જ નથી કરવું. આપણાં છોકરાં પર ગોળી ચલાવનારને માટે કશું ય બનાવતાં મારો હાથ નથી ઊપડતો; મારું ચાલે તો એ ઘરમાં આવે તો આ સાંબેલું એના માથામાં મૂકું."

વાત તો સાચી હતી. પણ ઘરની ખાનદાની, અમલદારનો ડર...

"તો મારે કરવું શું ?" કેવળભાઇના અવાજમાં અસહાયતા હતી.

"એમ કરો, માસ્તરકાકાને બોલાવી પૂછો. એ રસ્તો જરૂર સુઝાડશે."

વાત સાવ સાચી હતી. આવા પ્રસંગે જોઇતારામ માસ્તરની અક્કલ જ કામ કરી શકે, એ વિશે કશી શંકા નહોતી. આવી આપત્તિવેળાએ એમની અક્કલે જ અનેકને ઉગાર્યાં હતા. એમનું નામ યાદ કરવા માટે એમણે મંછાનો મૂંગો આભાર માન્યો.

"રઘા !" એમણે રાવણીયાને બૂમ મારી.

"કેમ કાકા ?" રઘો તુરત આવ્યો. એને મન તો કેવળભાઇ હજી ય મુખી જ હતા.

"જા જોઈએ, માસ્તરને ઝટ બોલાવી લાવ."

"અત્યારે જ કે ?"

"અબઘડી. કહેજે કે મુખી અત્યારે જ બોલાવે છે. ખાસ અગત્યનું કામ છે."

રઘો ગયો, અને માથેથી એક મોટો બોજ ઊતર્યો હોય એમ મુખીએ મ્હોંમાં હોકાની નળી લીધી.

---

## પ્રકરણ બીજું : ∴ ∴ માસ્તર



**જોઇતારામ** માસ્તર ગાદી તકીએ અઢેલી બેઠા હતા ત્યાં રઘો આવી પહોંચ્યો.

"માસ્તર સા'બ ! મુખી બોલાવે છે."

"સારું." માસ્તરને પહેલાં તો મુખીનું તેડું ખાસ અગત્યનું ન લાગ્યું. એમણે નીચા મ્હોંએ જવાબ આપ્યો, અને પોતાના જીવનસાથી સમા પાનના ડાબલામાંથી સૂડી કાઢી સોપારી કાતરવા માંડી.

"અબઘડી બોલાવે છે. કહ્યું છે કે તેડીને આવ." રઘુ અકળાયો.

માસ્તર ઊભા થયા. મુખી ખાસ કામ વગર આવો ઉતાવળનો સંદેશો મોકલે નહિ, એની તેમને ખાતરી હતી. એમણે મુખીનું મગજ અને એમાં ચાલતી ગડમથલ કળવા પ્રયત્ન કર્યો. ગામના વાતાવરણથી માસ્તર અપરિચિત નહોતા. ગામમાં બનેલા સર્વ બનાવો અને તેના પરિણામરૂપે આવેલ પોલીસપાર્ટી વિશે માસ્તરને સંપૂર્ણ જાણ હતી. એ મુખીનું, ગામનું ભાવિ કળવા–સમજવા–પ્રયત્ન કરતા હતા.

"અંબુ !" એમણે પોતાના છોકરાને બૂમ મારી : "મારું પહેરણ જરા લાવતો. મારે મુખી પાસે જવું છે."

પહેરણુ પહેરતા માસ્તરની નજર સામે ચિત્રસૃષ્ટિ ખડી થવા માંડી: સંધ્યાના હૃદયના વલોવાટના રંગો જેવી, ચિત્રવિચિત્ર, કરુણ, ભયાનક—

માસ્તર માટે આ અનુભવ સાવ નવો નહોતો. સરકારી નીતિરીતિનો, કાવાદાવાનો અને દમનનો અનુભવ એમણે ૧૯૩૨ દરમ્યાન કર્યો હતો, અને લોક પર ગુજરેલો ત્રાસ તેમણે આંખે નિહાળ્યો હતો. ધોળે દહાડે જપ્તીઓ આવતી, માલમિલકત હરાજ થતી, ઊભા પાક પર પોલીસપહેરો મૂકાતો. પોલીસ આવીને ગામમાં રંજાડ કરતી, ઘરડા માણસને પરહેજ કરવામાં આવતા, જુવાનોને પીટવામાં આવતા, સ્ત્રીઓની નિર્લજ મશ્કરી થતી. ને છતાં લોકો ડગ્યા નહોતા, એ બધું એમણે પંડે જોયું હતું.

પણ આ વખતે સરકાર કદાચ આટલું જ નહિ કરે. જે જે ગામોમાં પ્રતિકારનો પાંચજન્ય શંખ ફૂંકાયો હતો, જ્યાં જ્યાં સરકારી સત્તાનો ઇન્કાર થયો હતો, ત્યાં ત્યાં ભૂખ્યા વરુની માફક સરકારી પોલીસ તૂટી પડી હતી. આબાલવૃદ્ધ, સ્ત્રી–પુરુષ સૌને કશા ય ભેદભાવ વગર આ જંગલી જુલમના ભોગ બનાવવામાં આવ્યા હતા. કોઇની ખોપરી તૂટી હતી, કોઇના હાથપગ ભાંગ્યા હતા. ગોળીબાર એ તો સામાન્ય રોજિંદો વ્યવહાર બની ગયો હતો. એમણે સરકારી ~~પત્રોમાં~~ રોજનામાં ચીનમાં ગુજારવામાં આવતા જપાનીસ જુલ્મોની કહાણી અનેકવાર વાંચી હતી: " સ્ત્રીઓ પર સિપાઇઓ અત્યાચાર ગુજારતા, ગામડાઓ સળગાવી દેતા આ ફાસીસ્ટ જુલ્મખોરોના કરતૂકોની કહાણી કેવી રીતે વર્ણવી શકાય ? "

હા ! સરકારે આદરેલા જુલ્મની સાચી કહાણી વર્ણવવા માટે ક્યાંથી લેખિની લાવવી ? કાળામાં કાળી શાહી પણ એનો ચિતાર કરવા શક્તિમાન નથી બનતી !

ગામના ભાવિનો વિચાર આવતાં માસ્તર જરા કંપ્યા. એમને મહાભારતનો એક શ્લોક યાદ આવ્યો.

આ જીવનમાં સુખ કરતાં દુઃખ અધિક છે. અને કુરુક્ષેત્રની ભયંકરતા પણ સાથે જ ખડી થઇ ગઇ. એમણે ઊંબરા બહાર પગ મૂકતાં જ પ્રભુનું ધ્યાન ધર્યું "પ્રભુ! તું સહાય થજે."

જોઇતારામ મહેતાજી ગામના વતની નહોતા છતાં, ગામના વતનીઓએ તેમને પોતાના સ્વજન તરીકે જ અપનાવ્યા હતા. અમદાવાદ જીલ્લાના એક નાના ગામડાના એક ગરીબ બ્રાહ્મણ કુટુંબમાં એમનો જન્મ થયો હતો. ગામમાં જ યજમાનવૃત્તિ કરતાં સાત ધોરણ પૂરાં કરી વર્નાક્યુલર ફાઇનલની પરીક્ષા આપી દીધી કે તુરત જ એક યજમાનની—એ લોકલબોર્ડના સભ્ય હતા—વગથી માસ્તર નિમાઈ ગયા.

માસ્તર થયા પછી એમની બદલી બેત્રણ ગામોમાં થઇ. પણ પછીથી કટોદરા ગામે એ સ્થાયી થઈ ગયા. આ ગામમાં આવ્યા ત્યાંસુધી એ અવિવાહિત હતા. આવ્યા પછી એમણે લગ્ન કર્યાં. ગામ તેમને આશિર્વાદરૂપ—શુકનરૂપ—નીવડ્યું.

માસ્તરની પ્રતિષ્ઠા ગામમાં ધીરે ધીરે જામવા લાગી. લોકો કાગળપત્તર તેમની પાસે વંચાવવા, લખાવવા આવતા; કોઇ મુહૂર્ત જોવડાવવા આવતું; કોઇ કુંડલીઓ કે જન્માક્ષર કરાવવા આવતું; કોઇ ગ્રહની પનોતિ દૂર કરાવવા ક્રિયા કરાવવા આવતું, કોઇ તર્પણ ક્રિયાઓ કરાવવા આવતું; માસ્તર બધી બાબતોમાં પારંગત હતા. અને ગમે તેનું કાર્ય કરી આપવાની ના પાડતા નહિ. એમણે યજમાનવૃત્તિ છોડી દીધી હતી. પણ લોકો શુભપ્રસંગે કે ધર્મ પ્રસંગે એમને વિસરતા નહિ. આવા તમામ પ્રસંગો માસ્તરની હાજરી વગર સંભવી શકતા જ નહિ.

એમની વ્યવહારકુશળતાનો લાભ અનેક પ્રસંગોએ ગામ લોકને મળ્યો હતો. ગામના કૂવાનું પાણી ગળાવવાનું હતું, ત્યારે માસ્તરની આ કુશળતા પહેલીવાર ખપમાં આવી.

"આ કલેક્ટર ગામ આગળથી જવાનો છે. એને હારતોરા કરો. કૂવાના હવાડાનું એને હાથે ઉદ્‌ઘાટન કરાવો. અને સાથે જ માંગણી કરશો તો તુરત કામ થઇ જશે." એમણે માર્ગ બતાવ્યો. અરજી તૈયાર કરી આપી, બે ચાર ઠેકાણે કાગળો લખી નાંખ્યા, અને લોકોનું કામ પતી ગયું. લોકોની એમના પર શ્રદ્ધા બેસી ગઇ.

૧૯૩૦ ની લડત આવી ત્યારે ય માસ્તરની શક્તિનું દર્શન લોકોને થયું. એમણે ગીતો રચ્યાં. લોકકંઠે તુરત ચઢી જાય તેવાં સરસ ગીતો એ છોકરાંને ગોખાવતા અને સરઘસમાં તેમને ફેરવતા. મહાસભાવાદી કાર્યકરો સાથે એ પોતે આજુબાજુના ગામડાઓમાં ફરવા જતા. લોકોને શાસ્ત્રોના, પુરાણોના દાખલા આપી, સ્વરાજ્યની વાત કરતા. શહેરમાંથી કામ કરવા આવેલા જુવાનીઆઓ તેમની વાત કરવાની આવડત પર મુગ્ધ હતા. થોડા દિવસ તો એમણે અવિરત શ્રમ લઈ લોકજાગૃતિ આણવા પોતાનો ફાળો આપ્યો.

પણ એમાં જ એમની કસોટી થઇ. લોકલબોર્ડમાંથી એમના પર લીફાફો આવ્યો: "તમે કોંગ્રેસની ચળવળનો પ્રચાર કરો છો એવું તમારી બાબતમાં લખાણ આવ્યું છે. તમે છોકરાઓને બરાબર ભણાવતા નથી. એમને ગમે તેવા રાજ્યદ્રોહી ગીતો ગવડાવો છો, સરઘસો કઢાવો છો, ગામડામાં જઇ સરકાર વિરુદ્ધ ઉશ્કેરણી કરો છો. આ બાબતમાં તમારે તાબડતોબ જવાબ આપવા હાજર થવું."

માસ્તર માથે ભારે સંકટ આવ્યું હતું. આ લીફાફા વિશે એમણે ગામમાં કોઇને વાત કરી નહોતી; પણ, જવાબ આપવામાં એમને સાચે જ મૂંઝવણ થઇ. સાચો જવાબ આપતાં નોકરી જવાનો ડર હતો, અને ખોટું બોલવામાં અધર્મના આચરણનો ભય હતો. ભગવાન મનુએ પાંચ પ્રસંગોએ અસત્ય બોલવાની છૂટ આપી હતી. એમાં એક પ્રસંગ પ્રાણાર્પણનો હતો. પણ આવા પ્રસંગને એ કશામાં મૂકી શકાય ખરો?

મનમાં અનેક વિચારો ઘૂંટતા ઘૂંટતા એ શાળાઅમલદાર પાસે આવ્યા ત્યારે તેમની ગડભાંજ ચાલુ હતી. છેક અંત ઘડી સુધી કશો નિર્ણય કરી ન શક્યા. આખરે 'જે સૂઝશે તે કહીશ, પણ ખોટું બોલી અધર્મમાં નહિ જ પડું' એવી ગાંઠ વાળી અમલદારની ઓફિસમાં એમણે પ્રવેશ કર્યો.

એમને જોતાં જ પ્રશ્નોની ઝડીઓ શરૂ થઈ.

"તમે ચળવળમાં ભાગ લો છો એ વાત સાચી?"

"હા સાહેબ."

સાહેબ ચકિત થઈ ગયા. આવો સીધો જવાબ મળશે એવું તેમણે માન્યું નહોતું. માસ્તર ના પાડશે, આજીજી કરશે, ગળગળા થઇ જશે, રૂના પૂમડાની માફક પોચા બની જશે, એવું એમણે માન્યું હતું.

"આનું પરિણામ શું આવશે તેની ખબર છે! તમે એક રીતે સરકારી નોકર રહ્યા. તમે એના વિરૂદ્ધ કવિતાઓ રચો, લોકોને ઉશ્કેરો. એની નોકરી તમે કેવી રીતે કરી શકો?"

"મેં તો સાહેબ! આમાં જનહિતની પ્રવૃત્તિ માની ભાગ લીધો છે. ગીતામાં પ્રાણી માત્રના હિતને જીવનધર્મ ગણાવ્યો છે. મેં એનું જ અનુસરણ કર્યું છે."

સાહેબને આ મૂર્ખ પાંડિત્યનું પ્રદર્શન કરતા માનવીની વાત સાંભળી હસવું આવ્યું. કહ્યું: "માસ્તર, તમે કૃષ્ણ ભગવાનની નોકરી નથી કરતા, પણ અંગ્રેજ સરકારની કરો છો. તમારે ગીતાના કાયદા નથી પાળવાના, પણ સરકારના કાયદા પાળવાના છે."

માસ્તર અનુત્તર રહ્યા.

"જુઓ માસ્તર! હું ખાલી કડક થવા માંગતો નથી, પણ તમારે કરેલા કામ બદલ માફી માંગવી પડશે, અને ફરી આવું નહિ કરવા માટે બાંહેધરી આપવી પડશે. જો એમ નહિ કરો તો મારે લાચારીથી રજા આપવી પડશે."

માસ્તરની આંખ આગળ ઘર, બૈરીછોકરાં દોડી આવ્યાં. નોકરી સિવાય આજીવિકાનું અન્ય સાધન એમની પાસે નહોતું. છતાં માફી માંગવાનું, માથું ઝુકાવવાનું કામ પણ બને એમ નહોતું. જે કામને એમણે ધર્મરૂપ માની એનું આચરણ કર્યું હતું, એ માટે માફી માંગવામાં એ કૃત્ય પાપમય હતું, એવો સ્વીકાર કરતાં દિલ આંચકો ખાતું હતું, એ માટે દીલગીરી પણ શી રીતે વ્યક્ત થાય? ગીતામાં અર્જુનની ધર્મઅધર્મ શંકામય સ્થિતિનો એમને ખ્યાલ આવ્યો. સાથે શ્રીકૃષ્ણનો બોધ પણ એમણે યાદ કર્યો. તેમનો સંકલ્પ દૃઢ થઈ ગયો.

"સાહેબ! માફી તો કેવી રીતે માંગુ? આવું ન જ થઇ શકે એવું તો મેં માન્યું નહોતું. આજેય એમાં મેં કાંઇ ખોટું કર્યું છે, એમ લાગતું નથી. એવો કોઇ હુકમ નહોતો, એટલે મને જે ઠીક લાગ્યું તે પ્રમાણે મેં કર્યું."

વાત વધારે લંબાવવામાં અમલદારને સાર ન લાગ્યો. "સારૂં. જાવ આ વખતે તો છોડી દઉં છું, પણ ફરી આવું કાંઈ ન કરતા."

માસ્તરે મનમાં ને મનમાં ઇશ્વરનો પા'ડ માન્યો.

એ દિવસે ગામમાં પાછા ફરતાં જ એમણે જીવનનો ભાવિ રસ્તો વિચારી લીધો. સભા સરઘસમાં પ્રત્યક્ષ હાજરી હવેથી પોતે નહિ આપે. આસપાસના ગામડામાં જુવાનીઆ સાથે ફરવા નહિ જાય. તમામ બાહ્ય પ્રવૃત્તિઓ સંકેલી લેશે. પણ પોતાનાથી બને તેટલી તમામ પરોક્ષ મદદ એ આ ચળવળને કરશે. શિક્ષકનું કામ વિદ્યાદાન કરવાનું છે, કાર્યની પ્રેરણા આપવાનું છે.

સાંજની સભામાં એમની ગેરહાજરી તરી આવી. લોકોને થયું કે કાંઇક બન્યું છે. રાતના ગામના આગેવાનો માસ્તરને ઘેર ગયા.

"કેમ માસ્તર! આજે કાંઇ સભામાં ન પધાર્યા. અમે તો માનતા હતા કે તમે આવીને પેલું ગીત સંભળાવશો. 'પોરો રે આવ્યો સંતો પાપનો, ધરતી માગે છે ભોગ' બહુ દિવસથી સાંભળ્યું નહોતું. કેમ કાંઇ તબિયત ઠીક નથી કે શું?" રામશંકરે પૂછ્યું.

"ના રે ભાઈ! કાયાને તો શું થવાનું છે? એમ જ ન આવ્યો. આવતી કાલથી કથા માંડવી છે. તે કરતાલ સમા કરતો હતો અને આ આખ્યાનો ફેંદતો હતો. ઘણા વખતથી ટેવ ભુલાઈ ગઇ છે. એમ થયું કે ચાલો કથાવાર્તા માંડી લોકને સમજાવીએ."

બીજે જ દિવસે મંદિરમાં કથા બેઠી. માસ્તરની કથા કહેવાની, દ્રષ્ટાંતો ચલાવવાની ઢબ અનોખી હતી. એમની શૈલી રંગતવાળી અને જુસ્સો પ્રેરે એવી હતી. હેડંબા રાક્ષસનો વધ કરતા કે દુઃશાસનની છાતી ચીરી અટ્ટહાસ્ય કરી લોહી પીતા ભીમનું કે ભીષ્મ દ્રોણ સામે સંગ્રામ માંડતા અર્જુનનું વર્ણન જ્યારે એ કરતા ત્યારે સભાસ્થાન ચમકી ઊઠતું. શ્રોતાઓ જગાએથી અડધા બેઠા થઈ જતા. આખ્યાનોમાંથી દ્રષ્ટાંત–બોધ–તારવવાનું એ ચૂકતા નહિ. વર્તમાનયુગની ઘટનાઓ સાથે ઘટાવતા એમને આવડતું હતું. ગામમાં ભરાતી સભાનું સ્થાન કથાએ લીધું, ને પ્રજા નવીન જાગૃતિ અનુભવવા લાગી. માસ્તરનો હેતુ આ કથા મારફતે સરવા લાગ્યો ને લોકોને થયું કે માસ્તરે કશાકમાંથી ઉગરવા આ વધારે ઉચિત રસ્તો લીધો છે.

એ પછી માસ્તરે ચળવળનાં સીધો ભાગ કદી ન લીધો. પણ લોકમાનસનો પાનો ચઢાવનાર કો'ક પ્રેરણામૂર્તિ એ બની ગયા. ૧૯૩૨માં જ્યારે ગામ પર સંકટોની ઝડી વર્ષવા માંડી ત્યારે મગજની સ્વસ્થતા ગુમાવ્યા વગર એ લોકોના વિસામા સમાન હતા. કેટલાક યજમાનના ઘરમાં એમણે છાનુંમાનુ સીધું મોકલી આપ્યું. કેટલાકની આબરૂ પણ એમણે સાચવી લીધી.

માસ્તર જ્યારે નોકરીમાંથી નિવૃત્ત થયા ત્યારે, એ પાછા પોતાને ગામ જવા ઉત્સુક હતા. પણ લોકોએ ના પાડી.

"ના માસ્તર! આ જ તમારું ગામ. તમે હવે અહીંથી નહિ જઈ શકો. અમે તમને જવા પણ નહિ દઇએ."

"અરે ભાઇ! મારી નોકરી પૂરી થઇ ગઇ. અન્નજળની લેણદેણ હતી ત્યાંસુધી રહ્યા. હવે તો જવુંજ જોઇએને?"

"ના માસ્તર ! તમારી લેણુદેણુ પૂરી થઈ ગઈ હશે. પણુ અમારી નથી પૂરી થઇ. આવો સંબંધ છોડી તમે ત્યાં જઇને હવે આ ઉમ્મરે નવો સંબંધ બાંધવાના શું ?"

"પ્રભુ ભક્તિ કરીશું. પેલી જમીન છે તે ખેડાવીશું."

"અહીંયાં પણુ ક્યાં ભગવાનનું ભજન નથી થતું ? ને જમીન તો માસ્તર અમે આપી, બસ !"

માસ્તરને રહેવું પડયું. વતનનો સાદ ત્યાં જ સંભળાઈ ગયો. ગામના વડેરાઓમાં ય અગ્રસ્થાન માસ્તરને ત્યારથી પ્રાપ્ત થયું. ગામની પ્રત્યેક બાબતમાં એમની સલાહ શિરોમાન્ય થતી.

માસ્તરને ઊંબરામાં પગ મૂકતા જોઇ કેવળભાઇ ઊભા થયા.

"આવો માસ્તર તમારી જ વાટ જોતો હતો."

"તમારું તેડું આવતાં જ આવ્યો મુખી ! સમજ્યો કે આ બલા વળગી છે તે સંબંધમાં કાંઇક હશે." ચાખડી ઉતારતા માસ્તર બોલ્યા.

બંને ગાદી પર બેઠા. કેવળભાઇએ તુરત વાત શરુ કરી.

"પેલો અફસર કાલે મળવા આવવાનો છે. એનું કામ તો તમે સમજ્યા જ હશો. શું કરવું તેની મને સૂઝ પડતી નથી. પકડી જાય તો નિરાંત થાય. પણુ પકડશે નહિ, અને ગામલોકને હેરાન કરવામાં મારો ઉપયોગ કરવા પ્રયત્ન કરશે. ના પાડીશ, તો ય જુલમ કરતો અટકવાનો નથી, અને હા પાડીશ તો ય એનો જુલમ ઓછો કરી શકવાનો નથી. મારે કરવું શું ?" કેવળભાઇએ મૂંઝવણુને આ શબ્દોમાં વ્યક્ત કરી.

"કાંઈ નહિ. જે કરીએ છીએ તે કર્યે જ જવાનું. આમાં બહુ દાધારંગી થયે ચાલવાનું નથી. કહેવાનું કે મારાથી કાંઇ ન બની શકે. ગામલોકના પૂર આગળ હું કેવી રીતે હાથ દઉં ? હાથ

દેવા જાઉં તો મારા જેવાને ક્યાંય ઉડાડીને ફેંકી દે. થઇ ત્યાં સુધી સરકારી નોકરી કરી. એ વફાદારીનો બદલો બીજો કાંઈ ન મળે તો આ લપમાંથી મુક્ત રાખો એટલે બસ."

"પણ એમાં તો એ વધારે ઉકળશે." કેવળભાઇની વ્યગ્રતા શમી નહિ.

"એમાં આપણે શું કરીએ? એમના પાપ એમના માથામાં જ વાગશે. ફાવે તેમ રંજાડ કરે છે, જરા જેટલી ય લાજ શરમ હવે રાખતા નથી." માસ્તરના કપોલપ્રદેશ પર ક્રોધની દ્રઢ રેખાઓ તરવરી રહી.

"એને સાફ સાફ કહી દેવું, એવો તમારો મત છે, માસ્તર? એમાં તો એ આખા ગામને..." કેવળભાઇ વાત પૂરી કરતાં ખમચાયા.

"આખા ગામને શું કરશે?" માસ્તરની ભ્રકુટી સંકોચાઈ. "બાળી મૂકશે એમ ને? ગોળીએ ઊરાડશે એમ ને? એ રીતે લોક નમશે, શરણું આપશે એમ જો એ માનતો હોય તો ખાંડ ખાય છે. ગામ બળશે પણ જુસ્સો નહિ બળે." બોલતાં બોલતાં માસ્તરના અવાજમાં નવી શક્તિ પેદા થઇ હોય એમ અવાજ વધુ સ્વસ્થ બન્યો.

"તમને મુખી! મહાભારતની કથા યાદ આવે છે ને? પાંડવોને રંજાડ કરવામાં કૌરવોએ કશી બાકી રાખી હતી? રાજપટ છીનવી લીધું, દ્રૌપદીનું અપમાન કર્યું, વનવન રઝળાવ્યા, કપટ રચ્યા, કુરુક્ષેત્રમાં એમની સામે અઢાર અક્ષૌહિણી સેના રજૂ કરી. શું પરિણામ આવ્યું? કૌરવોનો વિનાશ જ થયો. હું તો ઇચ્છું છું કે એ આવા જુલ્મો કરે, આવું પાશવી તાંડવ આદરે, આવો અધર્મ કરે. હજુ ય કોકના મનમાં આ સરકાર તરફ આદર રહી ગયો હશે, એની ન્યાય બુદ્ધિમાં વિશ્વાસનો અંશ રમતો હશે, આવા ભોળીયાઓનો અંત આવશે. આપણે વધારે મક્કમ અને મજબૂત બનશું. આપણા એક ગામમાંથી હજારો ગામ ઊભાં થશે. એની આગ આ

સરકારથી નહિ જીરવાય. અને એને જ આખરમાં તો ભરખી જશે." માસ્તર બોલતા બોલતા ટટ્ટાર બન્યા. એમનામાં યૌવનનો જુસ્સો વસંતના નવસુગંધિત પુષ્પની જેમ પાંગરતો હતો.

"તમને મુખી! ભસ્માસુરની વાત યાદ છે ને? એણે દેવ પાસે વરદાન માંગ્યું. 'જેના માથા પર હું હાથ મૂકું, તે બાળીને ભસ્મ થાય.' એ પોતાના જ માથા પર હાથ મૂકી આખરે તો બળી મૂઓ. આ સરકારની પણ એવી જ ગતિ થવાની છે. જરાસંધ, શિશુપાળ જેવા અધર્મી રાજાઓનું રાજ્ય લાંબો સમય ટકતું જ નથી. આ સરકારના આસનના પણ એવા જ હાલ થશે, એના અધર્મનો અંત આપણે આણવો જ પડશે, આ વખતે નહિ તો ભવિષ્યમાં એ વગર આપણા જીવનને ટકવા માટે અન્ય કોઇ આરો નથી."

માસ્તરના પ્રેરક ઉદ્‌બોધને વાતાવરણમાં ચમકારો આણ્યો. કેવળભાઈની વિમાસણ,–મૂંઝવણ–બિલાડીને જોઇ ઉંદર ભાગી જાય, એમ એમની દૂર થઇ ને લડતનો જુસ્સો પ્રતીત થયો. ખેતરમાં પવન અનાજમાંથી કણુસલાં દૂર કરે તેમ, માસ્તરના આ શબ્દોએ એમનો વિષાદ દૂર કર્યો.

"તમારી વાત સાચી છે, માસ્તર! આ વખતે તો આ બધાને રોકડું સંભળાવી દેવું પડશે કે તમે ચાલ્યા જાવ. તમારું અમારે કામ નથી. આપણો સંબંધ હતો. હવે અમે ન્હાઇ નાખ્યું છે."

માસ્તરે સંતોષપૂર્વક શ્વાસ લીધો. એ ઊભા થયા, પણ બારણા આગળ આવી અટક્યા.

"એ કાલે સવારે આવવાનો છે કે?" માસ્તરના મગજમાં કોક વિચાર–રેખાના પગલાં પડ્યા હતા.

"હા! માસ્તર! કેમ?" માસ્તરનો વિચાર કળવા કેવળભાઇએ પ્રયત્ન કર્યો.

"હું ય આવીશ આપણે સાથેજ વાત કરીશું. હું માનું છું કે એમને વાંધો નહિ આવે."

મુખી માસ્તર પર પ્રસન્ન થઇ ગયા હતા. "વાંધો આવે તોય શું! હું બેધડક કહીશ કે આ મારા મુરબ્બી છે, ને આપણી વાતચીત વખતે મેં જ એમને હાજર રાખ્યા છે. એમની હાજરી જો તમને ખૂંચતી હોય તો મારે વાત કરવાનું કંઇ પ્રયોજન રહેતું નથી."

જતાં જતાં માસ્તરના મ્હોં પર સ્મિત પ્રગટ્યું. બોલ્યાઃ "બીજી કાંઇ ધમાલમાં–ખાવાપિવાનું બનાવવાની ધમાલમાં–પડતા નહિ. હવેના પ્રસંગો જુદા છે. સરકાર સાથેનો તમારો વ્યવહાર પૂરો થઈ ગયો છે, એમ જાણી કશી પંચાતમાં ઊતરતા નહિ."

માસ્તરના ગયા પછી તુરતજ મંછા અંદરથી બહાર આવી. "તું જીતી. માસ્તર કાંઇ પણ કરવાની મના કરી ગયા છે."

"હું તો કે'તી'તીજ. તમે માનતા નહોતા." મંછાના શબ્દોમાં અભિમાન છૂપું ન રહી શક્યું.

---

## પ્રકરણ ત્રીજું :     ∴     ∴ મુલાકાત



સવારમાં આઠ વાગતામાં તો મુખીને ઘેર અવરજવર વધી પડી. એક પછી એક એમ ઘણા માણસોઆવી ગયા. મિલિટરીનો અમલદાર મુખીને મળવા આવવાનો છે, અને ગામમાં નવા અણધાર્યા બનાવો બનશે, એવા ખબર ગામમાં ફેલાઈ ગયા હતા. આખા હિંદમાં પણ એક ખૂણેથી બીજે ખૂણે વાતનો પ્રચાર થતાં વાર લાગતી નથી, તો આ નાના ગામમાં તો વાત અનેક સ્વરૂપે રજૂ થાય એમાં કશી નવાઈ નહોતી. કોઈકે કહ્યું : " અફસર મુખીને છેલ્લીવાર સમજાવવા જતો હતો." કોઈકે કહ્યું : "હવે ગામમાં મુખીનો છેલ્લે દિવસ! આવતી કાલે તો એ સરકારનો મહેમાન બની જશે." એકાદ બે જણાએ મુખી માટે છૂપો કટાક્ષ પણ કરી દીધો: "મુખીને તુરત લલચાવી દેશે. રાવસાહેબ બનાવ્યા કે મુખી બદલ્યા જ સમજો."

ગામના રિવાજ પ્રમાણે વારાફરતી મુખીને કોઈ વિશ્વાસ આપવા, કોઈ હિંમત રાખવાનું કહેવા, કોઈ દિલાસો દેવા, કોઈ શીખામણના બે વચન કહેવા, કોઈ સંભાળીને વર્તન રાખવાનું કહેવા તો કોઈ મુખીને ચકાસવા આવી ગયા.

ગામમાં મિલિટરી આવી છતાં નવાજૂની થઈ નહોતી એ પણ એક વિસ્મયકારી બનાવ જ હતો. લોકો રાબેતા મુજબ ચોરે એકત્ર

થયા. આગલી રાતે એવી અફવા હતી કે બીજે દિવસે સરઘસ કાઢવા દેવામાં નહિ આવે. એવો પ્રયત્ન થતાં, ગોળીબાર સુદ્ધાં થશે. આ અંગે લોકો તૈયાર થઈને આવ્યા હતા. જુવાનીઆઓ તો મક્કમ જ હતા. મિલિટરી સાથે તાકાત માપવા એ બધા થનગની રહ્યા હતા. એમણે રાતોરાત વડિલોને કાને વાત નાખી: "અમને મોખરે રહેવા દેજો. આવતી કાલે ગામની આબરૂ સાચવવાની છે. સરકારને આપણું પાણી બતાવી દઈએ."

જુવાનો વાત પૂરી કરે એ પહેલાં તો એક વૃદ્ધ તાડૂક્યા! "લો, મોટા આબરૂ સાચવનારા ના જોયા હોય તો! અલ્યા ગામની આબરૂ સાચવનારા તમે કોણ? હજી મોં પરથી તો ધાવણ સુકાયું નથી! અમે બધાએ શું ચૂડીઓ પહેરી છે? સારે માઠે પ્રસંગે અમને આગળ ધરે. લગ્નનું ગોઠવવા, બાપા તમે જાવ; કાંણુ માંડવાની તો બાપા તમારા વગર ચાલે જ નહિ; અમલદાર પાસે જવાનું હોય તો બાપા તમારા વિના કોણ આગળ થાય? બધે અમે, અને હવે જ્યારે લાઠી કે ગોળીની વાત આવી ત્યારે અમે પાછળ. અલ્યા ખરો તું આબરૂવાળો આવ્યો છે."

બીજા એક વડેરાએ પણ ટેકો પૂરાવ્યો. પણ એમના અવાજમાં ઊકળાટ નહોતો, શાંતિ હતી "ભાઈ! જુઓ અમે તો મરવાટાણે આવી પહોંચ્યા છીએ. આમે ય તો થોડા દહાડામાં અમે મરણટાણે આવી પહોંચી જવાના. તો તો આ મોત સામું આવે છે તો અમે જ શા સારુ સામા ન જઈએ. જિંદગી તો પૂરી કરી બેઠા; એના લેવાના તમામ લ્હાવાઓ ભોગવી લીધા. તમારે હજી ભોગવવાનું, જોવાનું, જાણવાનું બાકી છે; માટે હંમેશ મુજબ આ સમે પણ અમે મોખરે સારા."

જુવાનો આનંદિત થઈને ઊઠયા. આવા ગામમાં જન્મ મળ્યો એ માટે એમણે પ્રભુનો પાડ માન્યો. જુવાનો ગયા. ત્યાં તો પાછો બીજો ગૂંચવણ ભર્યો સવાલ આવ્યો. ગામની છોકરીઓએ સંઘ રચ્યો.

હતો. એમણે આગ્રહ રાખ્યો હતો કે મોટેરાઓ પછી અમારો નંબર આવવો જોઇએ. "જુવાનીઆ અમારી મોખરે શાના? બધે ઠેકાણે બૈરાં જ સરઘસને મોખરે ચાલે છે. અમે પણ અમારો હક્ક સાચવવા માંગીએ છીએ." આ હોંસાતૂસીનો પણ ઘરડાઓએ વ્યવહારુ રસ્તો કાઢ્યો. એક દિવસ છોકરીઓ આગળ રહે; બીજે દિવસે છોકરાઓ. આવી વાતોમાં લગભગ રાત પૂરી થઈ ગઇ. ગામના વાતાવરણમાં એકદમ તેજી આવી હતી. કોઇની આંખે નિદ્રા ચઢતી નહોતી. સૌ વેરાઇને ઘેર ગયા અને અંદર અંદર ટોળી લાંબી વાતો કરવા લાગ્યા. રમણ એજ દિવસે મૃત્યુ પામ્યો હતો, ને એના મૃત્યુનો બદલો લેવાનો હતો.

સવારના નિયત સમય પહેલાં તો ચોરા આગળનું નાનું ચોગાન ગામલોકથી ખીચોખીચ ઊભરાઇ ગયું.

પોલીસ ચોરામાં જ ઊભી હતી. એ કેવા પગલાં ભરશે, એ વિશે કોઇને ખબર નહોતી. પણ એનો ડર કોઇને નહોતો. લોક આવ્યા ત્યારે પોલીસ તૈયાર હતી. યુનિફોર્મ પહેરી હાથમાં બંદૂક ઝાલી જાણે હુકમની જ વાટ જોવાની હતી, અને શિકાર પર આક્રમણ શરૂ થશે એવી તૈયારી એમના મ્હોં પર લાગતી હતી.

પણ પોલીસે કાંઈ ન કર્યું. ગામ લોકે થોડેક આગળ ચાલી 'ઇન્કિલાબ ઝીંદાબાદ'નો પ્રચંડ ઘોષ કરી સરકારને ભારે શિકસ્ત આપી હોય એવો ઉલ્લાસ અનુભવ્યો. સરઘસમાં કેવળભાઈ નહોતા આવ્યા એ બનાવ લોકોના ધ્યાન પર તુરત જ આવ્યો. ગામના આગેવાન તરીકે એમની નિમણૂક થઇ તો પણ એમની હાજરી ન હોય, એ ન ચાલી શકે, આવા સૂર તરત ત્યાં ઊઠવા માંડયા. રાષ્ટ્રધ્વજ સાથે એક ખડતલ જુવાને આગલી હરોળમાં સ્થાન લીધું. એની પાછળ કતારો ગોઠવાઇ. વારેવારે પોલીસ ઉપર નજર ફેંકતા હતા. હવે થોડી ઘડીની જ વાર હતી. સરઘસ શરૂ થશે ને થોડાકના

માથાં ફૂટશે. એક જુવાને ગીત ઉપાડયું, 'શૂરા જાગજો રે, કાયર ભાગજોરે.' સરઘસે કદમ ઊઠાવ્યા.

'મુખી આજે ગેરહાજર કેમ?' પહેલે જ દહાડે આમ!

'પેલો કાળમુખો એમને ઘેર જવાનો છે. એની તૈયારીમાં પડયા હતા."

'કેમ એની સરભરા કરવાની છે કે શું?" કોઈએ કટાક્ષ કર્યો.

'હાસ્તો! કાચંડાનો રંગ બદલાય; સ્વભાવ નહિ" બીજાએ ટાપશી પૂરી.

એક આગેવાને આ વાતો કરનારાને ટપાર્યો. 'લે! હવે રાખ! આવી વાત શોભે નહિ! મુખીએ કહેવડાવ્યું જ છે કે એ નહિ આવે. બાકી આમ અત્યારથી આગેવાન પર અશ્રદ્ધા લાવશો તો કામ આગળ કેમ ચાલશે. હજી તો ભારે લડત ખેડવાની બાકી છે. અંદર અંદર આમ કરશો કે ગાળો દેશો તો લડત શી રીતે લડવાના? એમાં તો ભારે એકરાગ જોઈએ. આ તો આજથી જ પંચાત માંડી દીધી.

લોકો શાંત થયા. પણ આ બધાનું પરિણામ એ આવ્યું કે મોટા ભાગના લોકો સરઘસ પૂરું કરી મુખીને ત્યાં વારાફરતી આવી ગયા. માસ્તર વહેલી સવારના જ મુખીને ત્યાં આવી બેઠા હતા. એ જાણતા હતા કે લોકો વાત સાંભળીને આવશે, મુખીને પજવશે. બધાને જવાબ વાળવા જેવી શક્તિ અને કાબેલિયત મુખીમાં નહોતાં, એ માસ્તર જાણતા હતા. ઘરમાં જેટલા લોકો આવ્યા તેટલાને માસ્તરે જ મુખ પર સ્મિત રાખી જવાબ આપ્યો. કોઈને ખોટું લાગે નહિ, કોઈનો મિજાજ જાય નહિ, એ રીતે, સૌમ્યતાપૂર્વક, શાંતિથી જવાબ આપતા. કટોકટીના દિવસોની હવે શરુઆત થઇ હતી, એવે ટાણે જરા જેટલો ય વિવેકદોષ થઈ જાય તો ગામની ઐકયતા તૂટવાનો એમને ભય હતો. માસ્તર મુલાકાત વખતે હાજર રહેવાના છે, એ

વાતે ઘણાને સંતોષ થયો. માસ્તર હશે તો મુખી સીધા જ રહેવાના. એ કાંઇ ભરડી બેસશે તો માસ્તર જરૂર સુધારી લેશે. માસ્તરમાં ગામ લોકોએ મૂકેલા વિશ્વાસનું આ ટીકામાં પ્રતિબિંબ પડતું હતું.

લોકો પોતાનું કામ પરવારી મુખીના ઘર બહાર તો ગયા, પણ બધા વિખેરાઇ ન ગયા. એ બધા મુખી–અમલદાર મુલાકાતના ઐતિહાસિક પ્રસંગોનું અદ્દભુત દશ્ય ગુમાવવા માંગતા નહોતા. કોઇ પણ પ્રસંગે કુતૂહલ શમાવવા ગામલોકો ટોળે મળે જ છે. એમાં એમને આનૌચિત્ય દેખાતું નથી. સહુ કોઇ આ મુલાકાતનું પરિણામ જાણવા ઉત્સુક હતું. આજુબાજૂના ઘરની પડાળીઓમાં ને આંગણામાં, કોઇક ઊભરે તો કોઇક પાટલો ઢાળીને તો કોઈ એમ જ જમીન પર બેઠા. લગ્નની જાન આવી હોય, અને વરઘોડાનો સમય થયો હોય, એવો દેખાવ મુખીના ઘર આગળના માણસોના જૂથો પરથી લાગતો.

સોહનસિંહ બરોબર આઠના ટકોરે ચોરાની બહાર નીકળ્યો. એણે લશ્કરી પહેરવેશ ધારણ કર્યો હતો. આ પહેરવેશમાં વાંકડીયા મૂછોવાળો એનો કરડો ચ્હેરો વધારે કડક લાગતો હતો. એણે કમરે રિવોલ્વર લટકાવી હતી. એની આગળ મિલિટરીના બે માણસો કદમ મીલાવતા ચાલતા હતા. નાની સરખી લશ્કરી કૂચ થતી હોય એવો દેખાવ સહુને લાગ્યો.

એના પગ બરોબર મુખીના ઘર તરફ વળતા હતા, પણ ચકોર આંખો અને સરવા કાન પોતાનું કામ બરોબર બજાવતા હતા. મુખીના ઘરની આગળ કુતૂહલપ્રિય જનમેદનીમાં માનવસરિતાઓ ધીરે ધીરે ઠલવાતી હતી. લોકોના મ્હોં ઉપર ઉશ્કેરાટ, રોષ, વ્યગ્રતા ને કુતૂહલના સંમિશ્રિત રંગો પતંગિયાની માફક દોરાયા હતા. સોહનસિંહને લાગ્યું કે બે માણસોને સાથે લાવવામાં એણે ભૂલ નહોતી જ કરી. લોકો ધાંધલ કરી બેસે, એવો તેને ડર હતો. વાતાવરણ ગરમાગરમ હતું અને એમાં એકાદ પત્થર ફેંકી

વધારે ગરમ બનાવવાનું કોઇને મન થાય, એ સ્વાભાવિક હતું. સમયસર ચેતીને એણે આ તૈયારી રાખી હતી. ખાલી તોફાન કરવાની કે પ્રજાને ડરાવવાની મુદ્દલે ઇચ્છા એને નહોતી. સમજૂતિથી, કળથી કામ ઉકેલવાની ઉમ્મીદ હજુ ય એ સેવતો હતો. પણ સાથે સાથે વધારે પડતો ઢીલો દેખાવા પણ તૈયાર ન હતો. એક વાર પ્રજામાનસ ઉપર આવી છાપ પડે તો આખા નાના પોલીસદળ સાથે મુસીબતના કળણમાં ઊતરી જાય એવો સંભવ હતો. સમજૂતિ અને કડપ બન્ને દાવ સાથે અજમાવવાની રાજકીય દક્ષતાની નીતિનો એણે અમલ કર્યો. એના મગજમાં યોજનાના અંકુરો ફૂટયે જતા હતાં. મુખીને આવવાની વાત એણે મગજમાં ગોઠવી રાખી હતી. એ ન માને તો કેવી ધમકી આપવી, અને આખરે ગામને નમાવવા કેવાં પગલાં ભરવાં, એવી ગણત્રી ઝડપભેર એના મગજે કરી નાંખી. એક લશ્કરી અમલદાર તરીકે આવી જવાબદારી એના શિરે પ્રજામાનસે આપી હતી. એની સફળતા નિષ્ફળતા પર, લશ્કરમાં મુશીબતે મળતા પ્રમોશનનો આધાર હતો. એણે ચારે બાજૂ દૃષ્ટિ ફેરવી લીધી. લોકો સળવળતા હતા. એમની આંખમાં તોફાનના વિજળીચમકારા એણે જોયા. માણસોને એણે બારણા આગળ ઊભા રાખ્યા..." તુમ ઇધર ઠહેરો, કીસીકો અંદર મત આને દો." એણે હુકમ આપ્યો. મુખીને એ એકલો જ મળવા માંગતો હતો. બીજા કોઈના વિક્ષેપથી એને દૂર રહેવું હતું "અચ્છા સા'બ." સલામ કરીને પોલીસે મુખીના બારણા આગળ સ્થાન લીધું. લોકોમાં ધીમો ગણગણાટ શરૂ થયો: મધપૂડાને ધૂમાડાની સે'ર સ્પર્શે ને માખીઓ ગણગણાટ કરે એવો.

સોહનસિંહે અંદર પ્રવેશ કર્યો કે મુખી તેને સામા લેવા ગયા. માસ્તરની સૂચનાથી મુખીએ ખુરશીઓ મૂકાવી રાખી હતી.

'આવો,' એમ કહેતાં જ મુખીથી 'સા'બ' શબ્દ અનિચ્છાએ ઉમેરાઇ ગયો. સાહેબ કહેવાની એમને ઇચ્છા નહોતી. પણ વર્ષો જૂની ટેવે છેક છેલ્લી ઘડીએ બળવો પોકાર્યો. માસ્તરે એમને પહેલેથી જ

ચેતવી રાખ્યા હતા. ' જો જો, મુખી ! આ ચાર બદામના સપાઈસપરાંને ખાલી વધારે પડતું માન આપવાની જરૂર નથી. એને સાહેબ કહી સંબોધવાની જરુર નથી. એ દિવસો હવે ગયા છે. એ લોકો તમને સાહેબ કહીને ક્યાં સંબોધે છે ? તમે તો હવે સરકારના મુખી મટી ગયા છો.' પણ માસ્તરની સૂચના આખરે તો એળે જ ગઈ. ખુરશી ઉપર બેઠેલા માસ્તરની ભ્રુકુટિ સંકોચાઈ. એમને શરૂઆત મંગલસૂચક ન લાગી.

સોહનસિંહે ઘરમાં આવતાં જ એક અફસરની અદાથી ચારે તરફ નજર કરી. ચાર ખુરશીઓ પડી હતી. એકમાં એક આદમી બેઠેલો એણે જોયો.

' આ કોણ છે ? ' શંકાશીલ અવાજ એણે પૂછ્યું.

" એ અમારા માસ્તર છે. " મુખીએ જરા અશ્રદ્ધાપૂર્વક જવાબ આપ્યો. અમલદાર ચિડાઈને માસ્તરને કદાચ કાઢી મૂકશે, એવો ભય એમને વ્યાપ્યો. મુખી સ્વસ્થતા ધારણ કરી બોલ્યા:

" કેમ આવ્યા છો ? "

" તમારી એકલાની સાથે વાતચિત કરવા આવ્યો છું " ઇરાદો સ્પષ્ટ શબ્દોમાં જણાવતો હોય એમ સખ્ત અવાજે સોહનસિંહ બોલ્યો.

મુખી થોડા શિયાવિયા થયા.

" પણ સાહેબ, તમારી વાત સાચી, અમારી બધી બાબતમાં માસ્તર સદા હાજર જ રહે છે. એ ન હોય તો મારે બોલાવવા પડે. ગામલોકો તેમની સલાહ વગર આગળ પગ મૂકતા જ નથી. ગામ અંગે તમારે વાતચિત કરવાની હશે એમ હું માનું છું. તો એમની હાજરી વગર આપણે કેવી રીતે વાતચિત કરીએ ? તમે મને પૂછો; હું કંઇ જવાબ વાળું, ને પછી તમે મને કહો કે ગામ લોકોએ મારું કહ્યું ન કર્યું. માટે જ એમને અહીં બોલાવી રાખ્યા છે."

ગામમાં ગમે તે અમલદાર આવે પણ માસ્તરની હાજરી બધી બાબતમાં હોય જ. એમના વગર અમારાથી કાંઇ થાય જ નહિ." આ બધી દલીલો મુખીને આપોઆપ સૂઝી ગઇ. એમનો અવાજ પણ દૃઢ થઇ ગયો. મુખીએ માસ્તરની આવશ્યકતાની છેલ્લી દલીલ કરી લીધી : "ગામ સંબંધે જો વાતચિત ન કરવાની હોય તો એમને વિદાય કરી દઉં."

માસ્તર વાત સાંભળી પ્રસન્ન થયા હતા. મુખીએ અમલદારના મોં પર મૂંઝવણ નિહાળી, અને પોતાની આવી કાબેલિયત માટે થોડીક આત્મપ્રશંસા પણ મનમાં જ કરી લીધી.

'અચ્છા!' અમલદારી ઢબે સંમતિ આપતાં સોહનસિંહે ખુરશી પર સ્થાન લીધું. કમ્મર પરથી રિવોલ્વર કાઢી એણે ટેબલ પર મૂકી. રુઆબ દર્શાવવા આણેલી રિવોલ્વર પોતાની મહત્તા સમજતી હોય તેમ માસ્તરના સામે મોં તાકીને ગોઠવાઇ. તુચ્છકારની એક સ્મિત રેખા માસ્તરના કરચલીઓ વાળા મોં પર દોરાઇને વિલીન થઈ ગઈ. પેલી તુંડમિજાજી, અભિમાની રિવોલ્વરની એમને ક્યાં ગણના જ હતી!'

"જુઓ!" અમલદારી અદબથી સોહનસિંહે મુદ્દાસર વાત આરંભી. એ સીધી વાત કરવા જ આવ્યો હતો. એને મુદ્દાને આડોઅવળો ઘૂંટતા આવડતો નહોતો. "આ ગામમાં હું શેને માટે આવ્યો છું, એ તો તમારી સમજમાં ઊતરી ગયું હશે. અહીંયાં થતા અશાંતિ, તોફાનોને કુલ જિમ્મેદારી મારા પર લાદવામાં આવી છે. મને તમામ લશ્કરી સત્તા સુપ્રત કરવામાં આવી છે, અને ફાવે તે કરવાની છૂટ મને છે. કોઇ પણ કાયદાનાં બંધન મને નડતા નથી, મને કોઈ પૂછનાર નથી. આ ગામમાં સર્વસત્તાધીશ તરીકે મારી નિમણૂંક કરવામાં આવી છે." સત્તાની ગણત્રી કરાવી, એની અસર જોવા એ થંભ્યો; પણ પહેલા જ દાવમાં માસ્તરે એને શિકસ્ત આપી દીધી. "આટલા બધા હુકમ લઇને આવ્યા છો, તો કોનો હુકમ લેવા અટક્યા અમલદાર? અમારો તો એમાં હુકમ કરવાનો, કે આપના કાર્યમાં

અનુમતિ આપવાનો, કે સૂચના કરવાનો અધિકાર નથી. તમારે જે કરવું હશે એમાં અમને પૂછવાના પણ નથી, તો પછી બીજી વાતચિત કરવાનો અર્થ પણ શો? આટલું જ કહેવાનું હોય તો અમે સાંભળી લીધું. આપ રાવણ જેટલી સત્તા ધરાવો છો, એનો ખ્યાલ અમને આવી ગયો. એથી વિશેષ જો કાંઇ કહેવાનું ન હોય તો અમે ઊઠીએ." માસ્તરના શબ્દોમાં રોષ હતો. સોહનસિંહ આ ઉદ્દંડતાથી દંગ થઇ ગયો. માસ્તરે મુખી સામું જવાબ સારુ જોયું. મુખી એમની મદદમાં આવ્યા. એમણે વાત આગળ લંબાવી : "તમે એમ ઇચ્છો છો કે અમે તમને મદદ કરીએ?"

સોહનસિંહે રાહતનો એક દમ ખેંચ્યો.

"હા! મારી આશા એવી જ છે. લોકો પર લાઠી, ગોળી ચલાવવાનું મને જરા ય દિલ નથી. મારું ચાલે તો હું કોઇનો વાળ વાંકો કરવા તૈયાર નથી. સમજૂતિથી કામ જો થઇ શકે તો મારે એ જ માર્ગે જવું છે. આખરે હું પણ હુકમનો ગુલામ છું. બીજો કોઇ રસ્તો ન રહે તો જ મારે દમનનો આશ્રય લેવો છે."

"તમે ચોક્કસ શું કરવા માંગો છો તે સ્પષ્ટ કરો તો સારું." મુખીને વધારે વિગતથી વાત જાણવી હતી, એટલે ચોકસાઇ કરવા માંડી.

"મારે કાંઇ છૂપાવવાનું છે જ નહિ. મારી વાત સીધી અને સાફ છે. એનો ઇશારો તો તમને કર્યો છે. તમે પોલીસનો જે અસહકાર કર્યો છે તે પાછો ખેંચી લો. ગામલોકોને ખાલી ધાંધલ ન કરવાનું કહો. સભાસરઘસ થાય એમાં મને વાંધો નથી. મોટા મેળાવડા યોજો, એમાં હું નહિ બોલું. જ્યાં સુધી ગામલોક સીધું તોફાન કરી રંજાડશે નહિ, ત્યાં સુધી એમના કાર્યમાં હું અડચણ નહિ નાખું. પણ સરકારી કર આપવો પડશે અને..."

"નાક આપવું પડશે." માસ્તર વચ્ચે જ બોલી ઊઠ્યા. સોહનસિંહે માસ્તર સામું તુરત જ કરડી નજરે જોયું. એને આવી

બેઅદબી માટે ગુસ્સો આવ્યો. થોડીવાર ખામોશ રહી પછી પાછો એ બોલ્યો : "એ તો તમે જેમ માનો તેમ; પણ મને કાંઇ એમાં નાક કપાવા જેવું લાગતું નથી. તમારા જીવન-વ્યવહારમાં હું દખલ કરતો નથી. સરકારના જીવનવ્યવહારમાં તમે દખલ ન કરો. તમે પૂર્વવત્ શાંતિમય જીવન ગુજારો એટલી જ મારી માગણી છે. પણ મારી વાત હું આગળ ચલાવું. મારી સાથે જે માણસો છે, તેને કોઇ હેરાન ન કરે, એનું ધ્યાન તમારે રાખવાનું રહેશે. એને તમામ ચીજો મળે એ માટે તમારે તકેદારી રાખવી પડશે. યોગ્ય પ્રબંધ કરવો પડશે ને એ માટે ગામલોકને સમજાવવા પડશે."

સોહનસિંહ વાત કરતો એકાએક અટકી ગયો. અંદરથી બારણું ઊઘાડી મંછા દોડી આવી, ને બીજી બાજૂથી બહાર પહેરો ભરતો પોલીસ દોડી આવ્યો. બંન્નેનો પ્રવેશ એક સાથે જ થયો.

"આ તમારા અમલદારને કહી દેજો." મંછા તાડૂકી. સોહનસિંહ તરફ આંગળી ચિંધી એણે મુખીને કહ્યું."

"કેમ શું થયું?" મુખીએ પૂછ્યું.

"આપણી પશી રબારણ પાસેથી દૂધની તાંબડી આમાંનો એક પોલીસ ઝૂંટવી ગયો. મૂઆ મારા રોયા! વસતી પર ત્રાસ કરીને ક્યાં સુધી રહેશે?" કપાળે હાથ કૂટી અમલદાર તરફ લંબાવ્યો.

ગામ રીઝવવાની આ સૂચક નિશાની સોહનસિંહના ધ્યાન બહાર ન ગઇ.

"ક્યું ક્યા હુવા?" આ સંવાદ જાણે થયો જ ન હોય તેમ પોલીસ તરફ ફરી સોહનસિંહે પૂછ્યું.

"બહાર એક આદમીને પત્થર ફેંકા હજુર!" પોલીસે ગજવામાંથી પત્થર કાઢી રજૂ કર્યો.

"કીસીકો લગા હૈ ક્યા?"

"નહિ સા'બ." પોલીસે સલામ ભરી.

મનની વાત મનમાં જ સમાવતો હોય એમ પત્થર લઈ સોહનસિંહે ગજવામાં મૂક્યો.

"અચ્છા તુમ જાવ! ફીર કોઈ ભી આદમી પત્થર ફેંકે તો સબકો ઈસ જગેસે હઠા દો." એણે જાણીબૂઝીને આ લોકોને સંભળાવવા જ હુકમ આપ્યો, ને મુખીના મુખ પર થતા ફેરફાર જોવા માંડયા. મુખી જરા વ્યગ્ર થયા હતા. પણ માસ્તર સાવ સ્વસ્થ જ હતા. એમના નિશ્ચલ મુખ પર ભાવપરિવર્તનના વીચિત્ર તરંગોનો ઉદ્ભવ થતો જ નહોતો!

માસ્તરે સમય વર્ત્યો ને મુખીને બદલે એમણે વાત શરૂ કરી. એ મંછાની વાત દબાવી દેવા માંગતા નહોતા.

"તમારું તો સામ્રાજ્ય ગામ પર શરૂ થઈ ગયું છે! તમારા માણસોએ ગામમાં રંજાડ શરૂ પણ કરી દીધો છે. આજે દૂધની તાંબડી છીનવી લીધી. કાલે કડલાં ઊતારી લેશે ને પરમ દહાડે..."

"આપણે મૂળ વાત પર પાછા આવીએ. બીજી વાત પાછળથી કરીશું. તમારા માણસોએ પત્થર ફેંક્યો છે, એ વિશે મેં કાંઈ જ તમને કહ્યું નથી." સોહનસિંહ મુદ્દાને છોડવા માંગતો નહોતો.

"મારે શું કહેવાનું છે?" મુખીએ પાછો પ્રશ્ન કર્યો. ઘૂમરી લેતા જવાબોના વમળમાં તરવૈયાઓ તરી ન શકે તો મુખીનું ગજું શું? અમલદારને નાખુશ કરવા જેવી શક્તિ મહા પ્રયાસે પણ એ લાવી શક્યા નહોતા. માસ્તરે વાતનો અંકોડો મિલાવી દીધો.

"જુઓ ભાઈ! હું ફોડ પાડી દઉં. અમે તો બધા ગામમાં રહેનારા માણસો. ગામે ઠરાવ કર્યો એટલે પાળવો પડે. મુખી એની વિરુદ્ધ કયાંથી જઈ શકે! એટલે એમાં કાંઈ ફેરફાર ન પડે." માસ્તરે મુદ્દાની વાત રજૂ કરી.

"આનો અંજામ શું આવશે, ખબર છે?"

"એ તો ભગવાન દેખે છે. આખો જન્મ પુણ્ય કરીએ, તો ય મોત છોડવું નથી. નસીબમાં જે લખ્યું હોય તે ઓછું

મિથ્યા થવાનું છે! કે હું કે તમે કોઇ એ વિધાતાના લેખ ભૂંસી શકવાના નથી. એ તો બનવાકાળ બન્યા જ કરશે."

સોહનસિંહને આ માણસ પર ગુસ્સો ચઢ્યો. આ માણસ હોશિયાર હતો. એને જાળમાં ફસાવવો એ સરળ નહોતું. એ જો આ મંત્રણામાં ન હોત તો મુખીને નમાવતાં જરા જેટલીય વાર ન લાગત. સોહનસિંહનો અવાજ પ્રથમ કરતાં વધારે કડક અમલદારશાહી બન્યો.

"ખાલી તમે જીદ કરો છો. આખું ગામ તારાજ થઇ જશે. તમારી જમીનો કબજે થશે. ગામના આગેવાન માણસોને કેદ કરવામાં આવશે. સામનો યા સતામણી થશે તો લાઠી કે ગોળી ચાલશે. ગામના બૈરાંછોકરાં બધાં પરેશાન થશે. ગામની એક ઇમારત આખી નહિ રહે. જ્યાં આ લીલાં ખેતરો છે, કિલ્લોલ કરતાં પશુપંખી છે, ત્યાં સ્મશાનના ગીધડાં રડશે...ને..." સોહનસિંહ અંતિમ વાત કરતાં અસર જોવા કુશળ વ્યાખ્યાનકારની અદાથી થંભ્યા.

"જેવી હરિઇચ્છા!" માસ્તર ઊઠ્યા. એમની મુખમુદ્રા અપરિચિત વટવૃક્ષ જેવી જ શાંત હતી. "મેં કે તમે કોઇએ આ ગામ બનાવ્યું નથી. જેણે બનાવ્યું છે તેની ઇચ્છા હશે તો તેને રોળી નાંખશે. બિહારમાં મોટો ધરતીકંપ થયો, ગામના ગામ ઉજ્જડ થઈ ગયાં. મકાનોનો કાટમાળ પણ જોવા ન મળ્યો. કોઇથી હાથ દેવાયો? ગામ ઉજ્જડ થશે તો એમ માનશું કે ધરતીકંપ થયો હતો. બિહારમાં ભગવાને કરાવ્યો ને અહીં......" શબ્દ જાણીજોઇને માસ્તરે અધૂરો છોડ્યો.

સોહનસિંહે અવાજની લગામ પાછી ઢીલી છોડી: "મને આમાંનું કાંઇ પણ કરવાનું મન નથી. તમે તમારું કામ કરો, અમે અમારું કામ કરીએ. શું અમે તમારાથી જુદા છીએ? એક દેશમાં જ રહીએ છીએ ને કામ કરીએ છીએ. એક જ રંગ; એક જ ચામડી. અમને આ બધું કરવું ગમે છે, એમ માનો છો? કેટલીક વાર ફરજ

સમજીને કરવું પડે છે. તમે આ જીદ છોડી દો. બીજું કાંઈ નહિ. આ રાજીનામું પાછું ખેંચી લ્યો ને મહેસૂલ ભરવાનું વચન આપો. પછી તમારે ફાવે તે કરો. હું અહીંથી રિપોર્ટ લખી દઈશ–સબ સલામતનો. પછી તમારા મનમાં આવે એ કરજો."

"કોઈ માણસ નાક હાથે કરીને વાઢે છે, અમલદાર? અમારી પાસે આવાં કામ કરાવવાની આશા જ ન રાખો. અમે અમારે રસ્તે; તમે તમારે રસ્તે." સંગ્રામના આભમાંથી સમાધાનની વાદળી અદૃશ્ય થઈ ગઈ હતી.

વાત કરવામાં વધારે સાર સોહનસિંહને ન જણાયો. એણે મુખી તરફ છેલ્લા જવાબ માટે નજર નાંખી. મુખી બોલ્યા:

"ગામનો એકડો મંડાઈ ગયો. એમાં ખુદ ભગવાન આવે તો પણ ફેરફાર ન થાય, સા'બ! આપ અહીં સુખેથી રહો. અમે આપને રંજાડીશું નહિ. તમને ઠીક લાગે તે તમારે કરવું."

સોહનસિંહ હાથ પછાડી ઊભો થયો. એની આંખ આગળ રણમાં ઊડતાં વંટોળની ભયાનક ઘૂમરી ચક્રાવો લેતી હતી. પણ મોં પર એણે કશો ભાવ દેખાવા ન દીધો.

"ચા મૂકાવું સા'બ?" મુખીથી સ્વભાવજનીત વિવેક કર્યા વગર ન રહેવાયું.

કશો જવાબ વાળ્યા વગર રિવોલ્વર કમરે ભેરવી, રુમાલ વડે મોં લૂછતો સોહનસિંહ કમરા બહાર નીકળી ગયો.

એ બહાર નીકળ્યો ને માણસો સાથે આવ્યો હતો એ જ ઢબે ચોરા તરફ કૂચ કરી. પોલીસના અવાજનો પ્રતિઘોષ પડતો હોય તેમ આસપાસના ઘરોમાંથી અવાજ જાગ્યો, "ઇન્કીલાબ ઝીન્દાબાદ."

ઘરમાં મુખી અને માસ્તર હજી પોતાની જગ્યાએથી ઊઠયા નહોતા. મુખી વિચારશૂન્ય નજરે જનતાનો તાગ લેતા મથતા હતા. અને માસ્તર કડીઓ પરોવતા ભાવિનો રાહ આંકતા હતા.

"મારો બેટો કેર વર્તાવવામાં કમીના નહિ રાખે." મુખીના અવાજમાં થોડીક દીનતા દેખાતી હતી.

"કરશે. ગામને આંજવા હજી તો કટક ઊતારશે. દમદાટીથી કામ ચાલશે ત્યાં સુધી આંગળી નહિ ઊંચકે." અત્યારથી મુખી પાણીમાં તો નથી બેઠાને એ માપવા મુખી તરફ વેધક આંખે માસ્તરે જોયું.

"ના રે માસ્તર તમારા જેવા પડખે છે, પછી ?"

અંદરથી મંછા બહાર આવી. એનો રોષ કે ઉકળાટ હજી શમ્યો નહોતો. "પેલો પોટયો ગયો ?" બારણા તરફ દૃષ્ટિ લંબાવતા એણે પૂછયું.

"વહુ, બેસો ! પેલો દમ ભીડાવતો ગયો છે. ને તમારા આ મુખીને જરા રેચ પણ આપતો ગયો છે." માસ્તરના મોં પર સ્મિત ઝબક્યું.

મુખી શાંત બેસી રહ્યા. વિરોધ કરવા એમણે પ્રયત્ન ન કર્યો. માસ્તરે વાત જરા વાળી લીધી. "એમ કાંઇ મુખી ડરે એવા નથી. તમારાં જેવા પટલાણી ઘરમાં બેઠા છે–પછી એમને ડરવાનું શું ?"

મંછા શરમાઇ ગઇ.

"હવે કસોટી આવવાની છે, મુખી. આપણે આજે બધાને ભેગા કરીએ ને કાંઇક ચોક્કસ યોજના ગોઠવીએ. આ માણસ પગલાં ભરે એ પહેલાં આપણે તૈયાર થઈ જવું જોઇએ."

"એટલે ?"

"આપણે લોકોને ચેતવી દેવા જોઇએ કે મારપીટ થશે, જુલ્મ થશે, દંડ નંખાશે. લોકોએ આ માટે તૈયાર થઈ જવું જોઇએ. જે નાહિંમત–કાયર હોય તે ઉચાળા ભરી ચાલવા માંડે, પણ અહીં રહી ગામને લાંછન ન લગાડે. ઘરમાં વધારાના દાગીના દોલત મિલકત હોય તો પરગામ સગાંવહાલાંને ઘેર મોકલાવી દે. બૈરાંછોકરાંને બહારગામ–પિયેર મોકલાવી આપે, જો એમનાથી આ ત્રાસ જીરવાવાનો ન હોય તો. બેટ બાંધવી છે, તો બરાબર આપણે તૈયારી કરવાની."

મુખી જાણે અમલદારના દમામથી જરા પણ ડર્યા ન હોય એમ રંગમાં આવ્યા હતા.

"હું તો મુખીને પડખે જ રહીશ. ગામ છોડીને નહિ જાઉં." મંછાએ તો ત્યાં જ પોતાનો નિર્ણય સંભળાવ્યો.

"તો તો કોણ જશે? જ્યાં પટલાણી ત્યાં ગામલોક."

"જેને જવું હોય તે જાય."

વાતને એકાએક અટકવું પડ્યું. ગામનો રબારી દોડતો દોડતો અંદર ધસી આવ્યો. એની છાતી હાંફતી હતી. માંડ માંડ શ્વાસ લેતાં, એણે કહ્યું: 'ગજબ થયો, મુખી! મારા છોકરાને પોલીસ તાણી ગઈ! એને છોડાવો, મારા બાપલા.'

"આપણે તો યોજનાઓ ઘડતા અને વાત કરતા રહ્યા, ને આણે તો શરૂઆત કરી! ચાલો, ઊઠો."

મુખી અને માસ્તર ઘર બહાર નીકળ્યા, ત્યારે ઘર બહાર એક નાનું ટોળું તો જમા થઈ જ ગયું હતું. સૌના મુખ પર ઉત્સુકતા રમતી હતી. મુખી અને માસ્તરને ઉતાવળે જતા જોઈ, ટોળાનું કુતૂહલ ઓર વધ્યું. ટોળામાંથી કેટલાક જુવાનોએ મુખીની પાછળ જવાનું ઉચિત ધારી કદમ ઉપાડ્યા.

---

## પ્રકરણ ૪ ∵ ∵ વિટંબણાઓ



રબારીના છોકરાની ધરપકડનો બનાવ માત્ર આકસ્મિક જ હતો કે યોજનાપૂર્વકનો હતો, એ કહેવું મુશ્કેલ હતું. ચોરામાં સોહનસિંહ પહોંચ્યો, ત્યારે એની પાછળ જ છોકરાઓનું એક ટોળું હુરિયો બોલાવતું, 'ગાંધીજીની જે' ના પોકારો કરતું ચાલ્યું આવતું હતું. આ કશાની દરકાર કર્યા વગર, લેશ માત્ર રંજિત કે ક્રોધિત થયા વગર, સોહનસિંહે ચોરા તરફ કૂચ જારી રાખી. સાથેના સિપાઇઓને પણ અફસરના આવા વિનમ્ર વર્તનથી નવાઈ લાગી. આવું અપમાન એને ગળે કેવી રીતે ઊતરતું હશે, એ વિચાર એમના મગજમાં ઘૂમવા લાગ્યો. બીજા કોઈ અફસરના હાથ નીચે કામ કરવાનું આવ્યું હોત, તો ક્યારનો ય લાઠી વીંઝવાનો કે મારવા પીટવાનો હુકમ થયો હોત. જ્યારે અહીં તો, અપમાનના ઘૂંટડા, કશો ય અવાજ કર્યા વિના શાંતિથી, ગળવાના હતા. એક હરફ પણ કાઢવાનો નહોતો. એથી વધુ ત્રાસ બીજો શો હોઇ શકે ? સોહનસિંહે એકાએક ઊભા રહી ચોરાના આંગણે જ હુકમ છોડયો : "હટા દો સબકું."

ચોરે પહોંચતાં, પ્રારંભમાં તોફાનના ડરથી જરા વિનય જાળવતું ટોળું, સામેથી કશો ય પ્રતિકાર ન જોતાં, વધું હિંમતવાળું, તોફાની બન્યું. કો'કે મૂઠી ધૂળ નાંખી, તો કો'કે વળી કાંકરો ફેંકી

જોયો; ત્રીજાએ વળી જરા મોટો પત્થર લઈ પોલીસના ફેંટાને નિશાન બનાવ્યું.

સોહનસિંહે બાજી હાથથી જતી જોઈ. એની બહ્મનસાઈનો ગેરઉપયોગ થતો હતો.

હુકમ છૂટતાં વાર તો કયારની ય ધૂંવાકુંવા ને આકળી થઇ ગયેલી પોલીસ લાકડી વીંઝતી દોડી. છોકરાઓ છૂ થઈ ગયા. પેલા રબારીનો છોકરો પોલીસની અડફેટે ચડી ગયો, બેચાર લાકડી એને લગાવી. પછી તેને પકડીને ચોરામાં લઈ ગયા.

"ઇસ્કુ કાયકુ લાયા?" સોહનસિંહે પૂછ્યું.

"ઇનકે હાથ મેં પત્થર થા, સા'બ!"

છોકરાના સામું જોતાં એક વિચાર ઝડપભેર સોહનસિંહના મગજમાંથી પસાર થઇ ગયો. આ છોકરો બાન તરીકે કામ લાગે એમ હતું.

એનો બાપ કે મુખી એને માટે આવ્યા વગર રહેશે નહિ. અને આ યુક્તિ કદાચ નવો પ્રભાવ પાડશે એમ માની સોહનસિંહે હુકમ છોડયો "અચ્છા! વો કોનેમેં બીઠાવ!"

આવા બેચારને પકડી એકાદ બે દિવસ ભૂખે મારવામાં આવશે ને ગામલોક ઠેકાણે આવશે, લાઠીની કે બંદૂકની પણ જરૂર નહિ પડે.

સંધ્યા આભમાં દોડતી આવી ગઈ, પણ આ છોકરાને છોડાવવા કોઇ ન આવ્યું. સોહનસિંહ વિસ્મિત થયો.

રબારી દોડતો દોડતો ધા નાંખતો, મુખી પાસે પહોંચ્યો. મુખી અને માસ્તર ઘર બહાર નીકળ્યા ત્યારે મુખીએ વિચાર પ્રગટ કર્યો: "કાં માસ્તર! હું જઈ આવું? ત્યારે અમલદાર કાંઇ વાંક કે ગુના વગર એમને એમ પકડીને પૂરી દે, તે બરાબર છે? હજી તો અંગ્રેજ સરકારનું રાજ્ય..."

"એનાં તો મૂળ ઊખેડવા આપણે બેઠા છીએ!" માસ્તરે વચમાં જ કહ્યું: "આપણાથી એની મહેરબાનીની ભીખ માંગવા હવે જવાય?"

"ત્યારે આ સ્વારીને જવાબ શો દેવો?"

"ગામલોકને ભેગા કરીને પૂછીએ, શું કરવું છે? તું તારા માથે ભાર લઈને શું કામ ચાલે છે?"

બજારે જઈને મુખીએ આગેવાનોને તેડું મોકલ્યું. અરધા કલાકમાં તો બધા જ મુખ્ય માણસો આવી ગયા. મગનલાલનો આગ્રહ હતો કે ગામમાં આ પહેલો જ બનાવ હતો, અને સોહનસિંહ લોકોને રંજાડવા ઇચ્છતો નહોતો, એ વાતની પરીક્ષા લેવા એની પાસે જવું અને આ વિશે પૂછવું. પણ માસ્તર મક્કમ હતા.

"આપણું સ્વમાન આમાં ઘવાય. એ અહીં આવ્યો છે દમન કરવા, અને આવાં પગલાંઓ દ્વારા આપણને નમાવવા કોશિષ કરવાનો. આપણે જઈશું તો કદાચ પહેલાં ના પાડીને પછી આપણા પર ઉપકાર કરવા ખાતર છોડી મૂકશે. ને વારંવાર આપણને શરમાવશે. પછી એ કહેશે કે તમારું કહ્યું આટલું રાખું છું, તો મારું મન તમે થોડું પણ ન રાખો? આ લોકોના ખાવા પીવાનો બંદોબસ્ત કરો, રાજીનામાં પાછાં ખેંચો. આપણું મોં તે વખતે સીવાઈ જશે. આપણું માન આમાં ક્યાં રહ્યું? આપણી પ્રતિજ્ઞા ક્યાં રહી?"

"માસ્તર! કૃષ્ણ ભગવાન પણ વિષ્ટિ માટે ગયા હતા ને!" મગનલાલે ટકોર કરી, "આપણે પણ અહીં દાણો ચાંપી જોઈએ."

"ભાઈ! ભગવાનની વાત શા માટે કરવી? શ્રી કૃષ્ણે તો વિષ્ટિની વાત યુદ્ધના આરંભ પહેલાં કરી હતી યુદ્ધ શરૂ થયા પછી તો, ખબર છે ને? અર્જુનની કાયરતા કાઢવા યુદ્ધસ્યનો ભગવાને આદેશ કર્યો હતો. ગાંધીજીએ લડાઇ શરૂ કરતાં પહેલાં વાઇસરોયને મળવાની ઇચ્છા ક્યાં બતાવી નહોતી? હવે તો લડાઈ શરૂ થઈ ચૂકી. ગાંધીજીએ પણ 'કરેંગે યા મરેંગે'નો આદેશ સંભળાવ્યો છે. એકવાર ડગ ભર્યાં પછી પાછા ફરવાનું હોય નહિ!'

"આપણે માથે હજી નથી આવ્યું એટલે ઠીક છે. પણ જેનો છોકરો ગયો છે એનો વિચાર તો કરો! એ તો પોશ પોશ આંસુડાં સારે છે." મગનલાલે ચાલ બદલી.

પણ માસ્તર એમાં ફસાય એમ નહોતા. એ બોલ્યા: "તમે બધા એની ફિકર શું કરવા કરો છો? એને હું સમજાવી લઈશ.

મંડળીમાંથી ઊઠી માસ્તર રબારીને ઘેર ગયા. રબારી શૂનમૂન થઈ ઊંબરે બેઠો હતો. ઘરમાં એની બૈરી ઘૂમટો તાણી ધીમું ધીમું રડતી હતી. ઊંબરા આગળ ઢાળેલા ખાટ પર માસ્તર બેઠા.

"મેઘા! જો ભાઈ! એ તો ધીરજ રાખવાની જ!" માસ્તરે ધીરા શબ્દોમાં વાણીપ્રવાહ રેલવવા માંડ્યો. "તારું સદ્ભાગ્ય માન કે તારા ઘરમાંથી પહેલો સૈનિક ગામ ખાતે ગયો. એ તો આપણે માટે આનંદની વાત ગણાય. ગામને માથે કટક ઊતરે ને તારો છોકરો ખપી જાય એમાં દિલનો ઉદ્વેગ હોય, ગાંડા! એકાદ ગાયને જો વાઘ લઈ જાય તો ઓછા એની બોડમાં આપણે લેવા જઈએ? દુકાળ પડે છે, ખાવાનું મળતું નથી, ત્યારે ઈશ્વર પર આપણે આધાર રાખીએ છીએ ને! આમાં ય એનો આધાર રાખ. એની ઇચ્છા હશે તો છોકરો ઘેર આવી જશે."

"પણ પેલો કાળમુખો મારા છોકરાને અધમૂઓ કરી નાંખશે." ઘરમાંથી મેઘાની બૈરી બોલી.

"રામને આશરે રમેવાળું છે, એમ માનવાનું છે. એને ફિકર નહિ હોય?"

લડાઈના પહેલા જ મોરચે સોહનસિંહનો પરાજય થયો: છોકરાને રાખવાની જગ્યા જ નહોતી. રાત્રે છોકરાને બે ધોલ મારી 'હવે આવું કરીશ તો માર્યો જશે' એવી ધમકી આપી મુક્ત કરાવી દીધો.

માસ્તરે જ્યારે આ છુટકારાની વાત સાંભળી ત્યારે એમના મુખ પર વિજયનું નાનકડું સ્મિત ફરક્યું.

પહેલા જ દિવસે સોહનસિંહ અને એના માણસોને ગામલોકના મિજાજની ખબર પડી ગઈ. ઉસ્માન ગામમાં બીડી લેવા ગયો હતો. એ એમ ને એમ જ પાછો ફર્યો. ગામમાંથી એને બીડીનું ઠૂંઠું ય મળ્યું નહિ. એણે લમણે હાથ દઈ પટો ઊતારતાં મંગલને ફરિયાદ કરી, "સાલી બીડીભી નહિ મીલી! કૈસે દિન જાયેંગે?"

બંને તાજેતરમાં જ ભરતી થયા હતા. જગતમાં ફાટી નીકળેલ મહાયુદ્ધે હિંદની ગરીબ જનતા પર એક રીતે ભારે ઉપકાર કર્યો હતો. અહીંતહીં ઘૂમવા છતાં ય જ્યાં નોકરી મળતી નહોતી, ને ખેતીમાં રસકસ રહ્યો નહોતો, ત્યાં યુદ્ધે હિંદની આ જટિલ સમસ્યાનો નિકાલ આણી આપ્યો. સરકાર થાકે એટલા માણસો ભરતીમાં નામ નોંધાવા આવ્યા. ઉસ્માન અને મંગળ આ અસંખ્ય માણસોમાંથી ભાગ્યવંત થયેલ બે ઉમેદવારો હતા. મહિને રૂપિયા ત્રીસના દરમાયા સાથે આ ગામમાં સરકારમાબાપનું તખ્ત સાચવવા આવી પહોંચ્યા હતા.

"યહાં તકલીફ તો જરૂર હોગી, લોકભી કૈસે હૈ?"

ઉસ્માને નિરાશાનાં પગ લંબાવ્યા. એણે હોઠ ને જીભ બે ચાટયા. સાળી બીડીની આદત તે કેવી રીતે ભૂંસવી?

"સૂબેદાર સા'બકી પાસ હોગી." મંગલસિંહે સૂચના કરી.

"ઊનકી પાસ તો હોગી, મગર હમારા કયા હાલ?"

"યહાં આયે તબ તો એસા કહેતેથે કે કુછ તકલીફ નહિ હોગી, ખાના પીના મીલેગા, જો કુછ ચાહ્ય સો મીલ જાયગા. એક પાઈકા ભી ખર્ચા નહિ હોગા...યહાં તો...ઊફ..." વાકય પૂરું કરવાને બદલે મંગલસિંહે ઊંડો નિશ્વાસ નાંખ્યો.

"શહેર સે સબ લોગકું યહાં લાના ચાહીયે. ગાંવમે સિપાહી-ગીરી કરના કયા આસાન હૈ?"

"મેરા જવાબ હૈ કે થોડે હિ દિનમેં સબ ઠીક હો જાયગા." ઉસ્માને આશાજનક સૂર કાઢયો.

"યહીં કે લોક ઇતને ખરાબ નહિ હૈ, બિચારે ભોલે હૈ. યે ટંટાફીસાદ દોચાર દિન કી બાત હૈ. ઉતને દિન તકલીફ રહેગી. ખાલી યે બાત કા ઇન્તેજામ હો જાય તો અચ્છા..."

"અરે યાર! તુમ દેખો તો સહી, થોડે દિનમેં યે આપસમેં હિ લડને લગેંગે. ફીર...અપની પાસ આના હોગા, ફીર ઝાંપા તુમ દેખો."

ઉસ્માને પોતાનો અનુભવ રજૂ કર્યો. એણે પોતાના ગામમાં આવી લડત જોઇ હતી. લોકોએ ઉત્સાહમાં આવી ભારે ધમાલ મચાવી હતી. પણ એ ત્રણ મહિનામાં અંદર અંદર તકરાર થઇ ગઈ, ને લડત લડતને ઠેકાણે રહી ગઇ.

બંને થોડીવાર મૂંગા રહ્યા. બીડી એ વાર્તાલાપમાં મદદરૂપ થાય છે. એનો અભાવ મૌનમાં થોડી થોડી વારે તો પરિણમે જ. બંને જણાએ પગ લંબાવ્યા, હાથ પર માથું ટેકવ્યું. થોડાંક બગાસાં ય ખાધાં.

મંગલસિંહે વાત છેડી :

"વતનકી ઓર સે કહીં કે ચલે આયેં હૈં. કૌન જાને કબ ઘર જાયંગે?"

"શાદી હુઇ હૈ?"

'હાં! પરસુ સાલ હી હુઈ. યે સાલ વો ઘર આનેવાલી થી. તકદીર કી બાત હૈ, ભૈયા!"

"હમ તો વૈસે હી હૈ. મગર ઘર વારંવાર યાદ આતા હૈ."

"હમારી અમ્મા હૈ. યહાં આતે પહેલે અમ્માને કહા, 'બેટે, નોકરી છોડ દો. ઘર પર રહો. યહાં જો કુછ મિલેગા વો ખા લેંગે. મગર યહ લડાઈ કી જિદ્દ છોડ દો. ખાલી થોડે પૈસેમેં જાન ગુમાના! મૈંને ઇન્કાર કર દિયા. ઘર રહેતે ફીર હમ ક્યા કરતે! કીતનેહિ દિન હમારે એસે હી ગયે. જીને કા ભી દમ પર આ ગયા થા. ભૂખ

આદમીકી અક્કલ બંધ કર દેતી હૈ. ઐસે ભૂખે મરને કે વજહસે તો યે પટા લીયા."

"કૌન જાને યે લડાઈ કબ ખત્મ હોગી."

અંદરથી સોહનસિંહ બહાર આવ્યો. એના મોંમાં સિગારેટ હતી. ઉસ્માને અને મંગલસિંહે લોલુપ દષ્ટિએ આ સિગરેટ સામું જોયું. કાંઇ નહિ તો એકાદ બે ફૂંક પણ......

બન્ને જણા ઊભા થઈ ગયા, ને લશ્કરી ઢબે સલામ ભરી.

"ઉસ્માન, તુમ અબ પહેરે પર જાવ. બસનકુ છૂટ્ટી દો, ઉનકો બુખાર લગતા હૈ."

"અચ્છા સાહબ!" ઉસ્માને સલામ ભરી.

"મગર મૈંને અભી તક પહેરા કીયા હૈ." એ દયામણે મોંઢે બોલ્યો.

સોહનસિંહના અવાજમાં કરડાઇ આવી. માણસો સાથે એ બિનજરૂરી ઢીલાશ રાખવા માંગતો ન હતો.

ઉસ્માને સામું જોયું.

"કયા......નહિ જાને ચાહતા?"

"ઐસા નહિ સા'બ, એ ચલા."

ઉસ્માન સાવ ઢીલો પડી ગયો. "

સોહનસિંહ ઊભો રહ્યો, એનો અવાજ અફસરનો મટી ગયો. નજર આગળ એક સૃષ્ટિ ખડી થઇ ગઇ.

"દેખો, ઉસ્માન! હમે યહાં બ્હોત સાવધાનીસે રહેના હોગા. ઈસીલીયે થોડે દિન જરા જાસ્તી કામ ભી કરના પડેગા."

"હાં સા'બ!"

"યહાં અગર તુમારા કામ અચ્છા હોગા તો બઢતી ભી મીલેગી. હમ તુમારા નામ રિપોર્ટમેં ભેજેંગે."

"અચ્છા સા'બ!" પણ એના મ્હોં પર આનંદનું એકે ય સ્મિતકિરણ ન પ્રગટ્યું. વધારાની ભાવિ આશા આવું સ્મિત ફરકાવવા અસમર્થ નીવડી. વધારો આવશે, ત્યારે આવશે. પણ થાકનું શું? એણે પટો ચડાવ્યો, પગે બૂટ ચડાવ્યા, ને બંદૂક લઈ દરવાજા ભણી કૂચ કરી.

સોહનસિંહ મંગલસિંહ પાસે જ ઊભો રહ્યો. મંગલસિંહ ટટ્ટાર થયો. સૂબેદાર એની સાથે વાત કરવા માંગતો હતો!

"મંગલ! તુમારા ક્યા ખ્યાલ હૈ, વે ગાંવકે બારેમેં?"

મંગલ ખુશ થયો. સૂબેદાર જેવો ઉપરી અમલદાર તેનો અભિપ્રાય પૂછતો હતો!

"થોડે બ્હોત તોફાની હૈ. દોચાર ફેર કરુ ડાલે સા'બ! પેર પર આકર લૌટેંગે."

સોહનસિંહ હસ્યો. આવો સિપાહી પણ યુદ્ધનીતિની જ હિમાયત કરતો હતો! સમાધાન માટેના એના માર્ગમાં એને શ્રદ્ધા કેવી રીતે બેસાડવી?

એકાએક અંતરને ધોળતો સવાલ મંગલસિંહે કર્યો: "સા'બ! એ લડાઇ કબ તક ચાલુ રહેગી?"

"જહાં તક જર્મની કા પરાજય ન હો વહાં તક."

"વો હાર જાયેંગે, સા'બ!"

"વો હારના તો ચાહીયે, ક્યું એ કામ પસંદ નહિ હૈ?"

"પસંદ, ના-પસંદ કા સવાલ કહાં હૈ, સા'બ! અગર ઇન્કાર કરે તો હમેં જેલમેં જાના હોગા."

"નોકરી કા હી સવાલ નહિ આતા હૈ. હમારે જેલમાં જાના પડેગા. મીટ્ટીમેં પાઉ રખા હૈ. વો નીકલ કૈસે સકતા હૈ?"

"વે દેહાત કી જગા તો બડી અચ્છી હૈ, મંગલ!"

“હાં, સા’બ! અચ્છી તો હૈ. મગર હમેશાં કે લિયે હમ યહાં મુકામ કરનેવાલે હૈ ક્યા? યે મામલા ખતમ હો જાયગા. હમ ભી વાપસ ચલે જાયેંગે.”

સોહનસિંહ હસ્યો: “અચ્છા! હમ ઐસા કરે કે તુમારે લીયે સરકારકી પાસસે જમીન મંગ લે...તુમારા ઘરબાર યહાં હી બસે.”

“ઐસા તો સા’બ કુછ હો સકતા હૈ?”

હસતાં હસતાં સોહનસિંહ અટકયો, ‘યે ફીજૂલ બાતોં કા ખ્યાલ કરનેસે કોઈ ફાયદા હૈ, મંગલ? યે ગાંવકી જમીન કા છોટા સા ટુકડા ભી મીલના હમારે તકદીરમેં નહિ હૈં.”

મંગલ સોહનસિંહના મમતાયુક્ત સંભાષણથી ઉત્સાહિત થયો. બોલ્યો: ‘સા’બ, આજ તો સુબહસે એક બીડી ભી નહિ મીલી હૈ. કૈસા ગાંવ હૈ! કૈસા બહિષ્કાર હૈ!”

સોહનસિંહે ગજવામાંથી સિગરેટ કાઢી. તાબાના માણસો આવી માંગણી કરી શકે જ નહિ. એ સામાન્ય સંજોગોમાં ગેરશિસ્ત લેખાય. પણ અહીં આવા ભેદભાવ રાખવાનું એને પાલવે તેમ નહોતું. અહીંયા તો આ બધા વચ્ચે વધારે મેળ રહે એવી એની ઇચ્છાની સાક્ષી રૂપે એણે મંગળને સિગરેટ આપી.

“કલસે તુમારે લીયે ઇન્તેજામ હો જાયગા. યહાંસે નહિ મીલેંગે તો શહેરસે મંગાયેંગે.”

દરવાજા પરથી ઉસ્માન પાછો આવ્યો ને સલામ ભરી ઊભો રહ્યો.

“કેમ?” સોહનસિંહ સામી સલામ ઝીલી.

“મગનલાલ આવ્યા છે.”

“અંદર મોકલ.” ઉસ્માન જતાં જ મંગલ તરફ ફરીને એ બોલ્યો, “આ માણસ આપણને મદદમાં આવે છે. એણે જ ગામનો રિપોર્ટ મોકલેલો. જોઇએ, ફાવે છે કે નહિ.”

“એને ત્યારે તો સરકાર તરફથી માનચાંદ મળશે?”

"હાસ્તો, મળશે જ." સોહનસિંહ હસીને બોલ્યો. "કદાચ વધુ પણ મળે."

મંગળને અજાયબી થઇ : "કેમ ? સાહેબ ! આવું ?"

"અહીં એનાથી બહુ કામ થાય એવું હું માનતો નથી."

વાતચિત ચાલતી હતી ત્યાં જ મગનલાલે પ્રવેશ કર્યો. એણે માથા પર કાળી ગોળ ટોપી મૂકી હતી, અને હાથે પાટો બાંધ્યો હતો. એની આંખો લુચ્ચી બિલાડાની માફક આમ તેમ ફરતી હતી. સાવધાનતાથી ડગ ભરતો ભરતો એ અંદર આવ્યો.

એને વિષે ગામના કેટલાક લોકોને શંકા હતી જ—માસ્તરને ખાસ. મગનલાલને ગામની કમિટીમાં લેવા જ્યારે કેટલાક લોકોએ આગ્રહ કર્યો, ત્યારે માસ્તરે સિફતથી ના પાડી દીધી. "બધા જ માણસોને કમિટીમાં લેવાની ઓછી જરૂર છે ? ને જરૂર પડયે સલાહ લેવા બધાને ક્યાં બોલાવાતા નથી ?" આમ કહી એમણે મગનલાલને અંદર આવતો અટકાવ્યો. છતાં ય કોણ જાણે કેમ પહેલે જ દિવસે રબારીના છોકરાની ધરપકડનો પ્રશ્ન આવ્યો ત્યારે મગનલાલ અંદર હાજર થઈ ગયેલો. એની સલાહ સરકાર પક્ષે જ પડતી હતી, એ માસ્તર જોઈ શક્યા હતા.

મગનલાલની ગામમાં દુકાન હતી. એ આધારે સરકારી અમલદારોના સંપર્કમાં ઠીક ઠીક આવતો. ને એમાંથી જ એને લાલસા લાગી હતી. એણે પોતાના જીવનની તક આ વખતે જોઈ. એણે ગામના બનાવોનો વિગતવાર અહેવાલ સરકાર તરફ મોકલી આપ્યો. આ વગર સરકારને આટલી જલદીથી ખબર પડત કે કેમ તે વાત શંકાસ્પદ હતી.

એણે આવી આસપાસ બેઠેલા ને કેટલાક લાંબા થઇ આડા પડેલા સિપાહીઓ સામે નજર કરી. એની ઇચ્છા સોહનસિંહ સમજી ગયો.

"ચાલો, આપણે અંદર જઈએ."

બન્ને અંદરના ભાગમાં જ્યાં સોહનસિંહે પોતાની ઑફિસ બનાવી હતી, ત્યાં આવ્યા. ખુરશી પર ઇશારાથી બેસવાનું સૂચવી સોહનસિંહ ટેબલ પર બેઠો.

મગનલાલે જ વાત શરૂ કરી: "તમે અહીં આવ્યા એ સારું કર્યું, નહિતર ગામ વધારે વચકત."

મગનલાલને સોહનસિંહ ઘડીભર માપી રહ્યો. આ વાણિયો શેને માટે આવ્યો હશે? "તમારી મદદ માટે મારે આભાર માનવો જોઈએ. તમારો રિપોર્ટ ન હોત તો અમને ખબર પણ ન પડત."

"એમાં સાહેબ! મેં મારી ફરજ બજાવવા સિવાય બીજું શું કર્યું છે?"

"આ હાથે શું થયું છે? કોઈએ તમને પણ હેરાન કરવા પ્રયત્ન કર્યો છે કે શું?" હાથના પાટા તરફ આંગળી ચિંધતા સોહનસિંહે પૂછ્યું.

"ના રે, એ તો હું બહાર જતો હતો, ત્યાં મકાન પરથી નળીયું પડ્યું—ને જરાક વાગ્યું." એના મ્હોં પર હાસ્ય ફરક્યું. "એમ તો ગામલોકમાંથી મને કોઈ મારે તેમ નથી. એમને હજી મારો ખ્યાલ પણ નહિ આવ્યો હોય, એમનો વિશ્વાસ મારા પર હજી ય છે. એમની સમિતિમાં આજે પણ બેસી આવ્યો છું."

મગનલાલ કાંઈ બાતમી લઈને આવ્યો હશે એમ સોહનસિંહે માન્યું. "હવે તો અમારા પર તવાઈ આવશે, ને હેરાનગતિ પણ શરૂ થશે."

"ના રે ના! હજી તો અમે કાંઈ એવો નિર્ણય કર્યો નથી. ગામલોકનો એવો વિચાર ખરો કે તમે જો કાંઈ મારફાડ ન કરો, અને એમને એમ અહીં પડ્યા રહો તો એ તમને બીજી રીતે હેરાન કરવા નહિ અમારા લોકોને લડતા આવડતું નથી.

આ તમારી રાઇફલો, બંદૂકો સામે એમના હાજા ગગડી જતા વાર કેટલી ?"

"મારા સાંભળવા પ્રમાણે ગામનો જુસ્સો ભારે છે. ૧૯૩૨માં ય ગામને સરકાર નમાવી શક્યું નહોતું. તો હવે એ શક્ય છે ?"

"કેમ શક્ય નથી ? આપણે ધારીએ એટલી વાર." મગનલાલે મોં મલકાવ્યું.

"શી રીતે ?"

"હું બેઠો છું ને !" મગનલાલની આંખમાં દૃષ્ટિ નાચતી હતી.

"તમારે માટે મને માન છે. પણ મને એમ છે કે તમે અહીં નહિ રહી શકો."

"એટલે ?" મગનલાલના મોં પરનો આનંદ વિલાઇ ગયો. સોહનસિંહના કથનનો મર્મ એ પારખવા મથતો હતો.

"તમારે આ ગામ છોડી ચાલ્યા જવું એવી મારી સલાહ છે. તમારે માટે હું સારો રિપોર્ટ કરીશ. તમારે સરકાર પાસે કામ જોઇતું હશે તો એ પણ મળશે. પણ મને ભય છે કે અહીં રહી તમે સેવા નહિ બજાવી શકો." પોતાના કહેવાની અસર જોવા એ થંભ્યો. મગનલાલ આભો બનીને સોહનસિંહ તરફ જોઇ રહ્યો.

"પણ સાહેબ !"

"ખરાબ નહિ લગાડતા, હું તમને ખરી સલાહ આપું છું. આ તમારે હાથે જે વાગ્યું છે તે અકસ્માત નથી. હું માનું છું કે ગામના લોકો તમને હવે કળી ગયા છે. અને આ પહેલો બનાવ છે. અહીંયા તમારો જાન સલામત નથી. તમારા રક્ષણ માટે પ્રબંધ કરવા જેટલા માણસો મારી પાસે નથી."

વચ્ચે જ વાંધો ઊઠાવતા મગનલાલ બોલ્યો : "પણ તમારી ધારણા જ ખોટી છે. મને અહીં કાંઇ થવાનું નથી. મારો વાળ પણ કોઇ વાંકો કરે તેમ નથી. અહીંના લોકોને તમે ઓળખો કે હું ?

અહીંના લોકોમાં એવડી શક્તિ હોત, તો સરકારનું રાજ્ય ક્યારનું ચાલી ગયું હોત."

"મેં તો મારી સલાહ તમને આપી, માનવી ન માનવી એ તમારા હાથની વાત છે."

"હું તો સાહેબ; તમારી સાથે એક ખાસ વાત કરવા આવ્યો હતો." વાત કોઇ પણ હિસાબે કરવી જ જોઈએ, એમ નક્કી કરી મગનલાલે પોતાનો ઇરાદો જાહેર કર્યો.

સોહનસિંહ ટેબલ પરથી ઊભો થયો. એને આ માણસને ટાળવો હતો, પણ એ અણગમો અંદર દાબી દઇ પાછો બેઠો, પણ એના મોં પર કંટાળાના ચિન્હ સ્પષ્ટ હતા.

"શું?"

"ગામમાં વ્યવસ્થા જાળવ્યા વગર તમારે છૂટકો નથી, અને ખાલી લશ્કરી માણસો વડે વ્યવસ્થા જાળવવાનું શક્ય નથી. મને એમ હતું કે મુખીનું રાજીનામું તમે તુરત સ્વીકારી બેશો, અને એ જગ્યાએ મારી નિમણુંક તમે કરશો. હજી જો કે કાંઈ મોડું થયું નથી. તમે ગામનું મુખીપણું મને સુપ્રત કરો. આપણે સાથે મળીને કામ કરશું, તો ગામનો સંપ તુરત ભાંગી નાંખીશું." મગનલાલની આંખોમાં દુષ્ટતાનું હાસ્ય હતું.

સોહનસિંહની આંખો ચમકી, ને એની ભ્રકુટિ જરા સંકોચાઇ. "તમારા રિપોર્ટમાં આ પણ તમે લખ્યું હતું કે?" એના અવાજમાં થોડી ઘણી લશ્કરી તીખાશ આવી હતી.

"એમ સીધેસીધું નહિ; પણ એમાં એ લખ્યું છે તે પ્રમાણે સરકાર જો કરે તો સ્વાભાવિક પરિણામ આ જ આવે...."

વાત કરતા વચ્ચે જ અટકાવી સોહનસિંહે પૂછ્યું: "ગામમાં આ વિશે કોઇને તમે વાત કરી છે? મુખી સિવાયના લોકોનો મત જાણ્યો છે ખરો?"

આ સવાલોથી મગનલાલ જરા મૂંઝાયો. "ના જી. ખાસ કોઇને પૂછવા પ્રયત્ન કર્યો નથી. આવી વાતથી લોક જરા ચમકે. આવી આશા કોઇ રાખે પણ નહિ. ગામમાં મુખીનું ચલણ ઠીક ઠીક છે."

વાત સોહનસિંહ છોડવા માંગતો નહોતો. "એટલે ગામમાં મુખીનો પક્ષ મજબુત વધારે ને તમે મુખી થાવ એવી કોઇની ઇચ્છા જ નહિ. ને એમનું મન પારખ્યા વગર જ તમે ગાદીએ ચઢી બેસશો; ને છતાં ય એમની પાસેથી સહકારની આશા રાખશો, ખરું ને?"

"હજી તો સાહેબ! એ બધા આ બધું શું થઇ રહ્યું છે તેનો ખ્યાલ પણ કરી શકતા નથી. તમારું આગમન, આ મિલિટરી, એ બધું હજી કૌતક સમાન લાગે છે. હજી તો લોકો જાણે સ્વપ્નું જુવે છે, એમ લાગે છે."

"તમારા વિષે લોકોનો શો અભિપ્રાય છે એ ખબર છે?" વેધક દૃષ્ટિએ સોહનસિંહે પૂછ્યું.

"હું આખા ગામને ઓળખું છું. મારા મિત્રો પણ અહીં ઘણા છે." અવાજની થોડી મૂંઝવણ અનુભવી મગનલાલ જવાબ વાળતો હતો.

"દુકાનમાં આજે ખરીદી કેટલી થઈ?"

"આજે તો કોઇ આવ્યું નથી. ધમાલમાં ને ધમાલમાં લોકો ન આવે એ તો સ્વાભાવિક છે. માત્ર બીજું કાંઈ હોય તેમ હું માનતો નથી."

સોહનસિંહે ગજવામાંની સિગરેટ કાઢી ને ચેતવી. આ માણસને સાચું કહેવું કે નહિ એનો વિચાર એ કરતો હતો. એકાદ બે ફૂંકમાં જ એણે નિશ્ચય કરી લીધો. સિગારેટને જરા ખંખેરતા એ બોલ્યો: "જુવો મી. મગનલાલ તમે એક ભ્રમણામાં ભમ્યા કરો છો. તમારું કામ ઘણું કઠણ છે. એનો બદલો પણ સરકારે આપવો જોઇએ."

"સરકાર માબાપની સેવા કરવી એ તો સાહેબ મારો ધર્મ છે." મગનલાલે માથું ઝુકાવ્યું ને નહિ આવડતી કઢંગી કુરનીશ પણ બજાવી.

"ગામ આખું તમને હડધૂત કરશે."

"એમાં શું સાહેબ! પાણીમાં રહીને મગરનો સામનો કરતા મને આવડે છે."

સોહનસિંહનો અવાજ મૃદુ બન્યો. "ને સરકાર પણ તમારા તરફ માનદૃષ્ટિએ નહિ જુવે."

મગનલાલ ચમકીને ઊભો થઈ ગયો. એના વર્તનમાં ઉશ્કેરાટ હતો. "સરકારે તો સાહેબ ઢંઢેરો બહાર પાડ્યો છે. જે કોઈ એને મદદ કરશે એનું કામ ધ્યાનમાં લેવાશે. તમે તો સાહેબ એથી ઊલટું કહો છો."

એ જ શાંતિથી સોહનસિંહે વાત આગળ ચલાવી: "સરકારને પોતાની ફરજનો પૂરેપૂરો ખ્યાલ છે. તમારી કદર સરકાર સંપૂર્ણ કરશે. પણ આપણે અહીંની સ્થિતિ જરા તપાસીએ. મને અહીં અધિકારી તરીકે નીમ્યો છે. મારું કામ ગામમાં ધાંધલ થતું અટકાવવાનું, અહીંનો ચેપ બીજે ન લાગે તે જોવાનું, અને ગામમાંથી મહેસુલ વસુલ કરવાનું છે. માટે અહીંયાં વ્યવસ્થા જાળવવાની રહેશે, શિસ્તનું પાલન કરાવવું પડશે; ને એ માટે લોકમત પણ જાણવો પડશે. મારું કામ લોકને પસંદ ન પણ આવે, તો બીજા વધારે ગંભીર તોફાનો પણ કરે. સમજ્યા મિસ્ટર?"

"તમારે જે જાણવું છે તેમાં હું મદદ કરી શકું તેમ છું. અહીંના મુખી તરીકે હું સારું કામ બજાવી શકીશ."

સોહનસિંહે માથું હલાવ્યું, "એ વિશે મને હજુ કાંઈ હુકમ મળ્યો નથી. મારે મારી જ બુદ્ધિનો ઉપયોગ આ સંબંધમાં કરવો જોઈએ. હું માનું છું કે ગામમાં શું બની રહ્યું છે તેનો ખ્યાલ હવે

તમને નહિ આવે. સમિતિની સભામાં તમને બોલાવવામાં હવેથી નહિ આવે. ચાલશે તો સાચા નિર્ણયો બીજે જ લેવાશે. ગામલોક તમારો બહિષ્કાર કરશે. તમારા પર નભતા માણસો સિવાય બીજું કોઇ તમારી સાથે હાસ્ય બોલશે પણ નહિ. તમારા પર સૌ મૂંગો ધીટકાર વર્ષાવશે. તમારો જાન પણ જોખમમાં રહેશે, ધાંધલ થશે, અને અમે લાકડી કે બંદૂકનો ઉપયોગ કરશું, તો લોકો તમારા પર આંગળી ચિંધીને કહેશે, 'આ માણસે બધું કરાવ્યું. એ ચૌદશીયો છે. એને પૂરો કરો,' ને કોઈવાર ખેતરે જતા નાળામાં માથા પર ધારીયાનો ધા થશે. એમ નહિ માનતા કે હું તમને ભડકાવવા અમર મુખીપણું આપવું નથી માટે આ બધું કહું છું. મારી તો તમને હજી સલાહ છે કે આ ગામ હવે છોડી દો. તમારાથી બનતું તમે બધું કર્યું છે, ને એનો સંપૂર્ણ બદલો તમને આપવામાં આવશે."

"પણ સાહેબ! મારે આ ગામ છોડવું કેવી રીતે? મેં અહીંયાં ઘર વસાવ્યું છે. મારી દુકાન છે, મારી જમીન છે, મારો લેણદેણનો વેપાર છે."

મગનલાલની વાત જાણે સાંભળી ન હોય તેમ સોહનસિંહે આગળ વાત ચલાવી. "મુખીનું સ્થાન એ નિરાળું છે. કેવળરામે લોકમાં રહી એમના દિલનાં ઘર કર્યું છે. ને વધારામાં માસ્તર એમની પડખે છે. માસ્તર એ ગામલોક છે. ને ગામલોક માસ્તર છે. અને અત્રે ગામલોક શું વિચારે છે, શું કરે છે, શું અનુભવે છે, એનું સંપૂર્ણ એને જ્ઞાન છે. એના પર ધ્યાન રાખતા મને ગામલોકોનો મિજાજ ખબર પડશે. માટે જ એ સ્થાન કેવળરામ છોડે એમ હું નથી ઇચ્છતો. એનું રાજીનામું હું એટલા જ કારણસર સ્વીકારવા માગતો નથી. એ કામ કરે એમ હું ઇચ્છું છું. મારો આવો નિર્ણય છે."

મગનલાલને આ માણસ પર ચિઢ ચઢી. પણ ગુસ્સો દાબી દઇને બોલ્યો: "મારા કામનો આવો બદલો સાહેબ? મને એમને એમ જ પાછા મોકલશો?"

સોહનસિંહના અવાજમાં એક પ્રકારનું વાત્સલ્ય આવ્યું. “ આ ગામનો જ કે એકલા તમારો જ મારે વિચાર કરવાનો નથી. સરકાર અને પ્રજા યુદ્ધે ચઢ્યાં છે. એ સમસ્ત યુદ્ધનો ખ્યાલ કરવાનો છે. તમને લોકો હજી તિરસ્કારતા ન હોય તો હવે એનો આરંભ થશે એમ માનજો. નાનકડું છમકલુ થશે ને પ્રથમ આહુતિ તમારી પડશે. મારી સલાહ હજી તમે ગામનો ત્યાગ કરો એવી જ છે.”

મગનલાલનો અવાજ કડક બન્યો. “ પણ સાહેબ ! મારા રિપોર્ટનો ઉત્તર આવશે જ ને ? એમાં જ આવી ભલામણ આવશે. પછી જવા જેવું લાગશે તો ચાલ્યો જઇશ.”

“ આ તો મારી સલાહ જ છે. રિપોર્ટ તમારે માટે સારો આવશે એ વિશે મને શંકા જ નથી. તમારી પોતાની સલામતિની મને ચિંતા હોવાથી જ મેં તમને સલાહ આપી.”

મગનલાલની આંખમાં ચમકારો આવ્યો. એણે ધાર્યું હતું એટલી હદે વાત વણસી ગઇ નહોતી. “મેં સાહેબ ભારે મહેનત કરી છે. આખા ગામનો વિરોધ કરી આ કામને ઉઠાવ્યું છે. સરકાર મારો પક્ષ જો ન લ્યે તો આ પૂરમાં હું તણાઇ જાઉં.”

“ અહીં રહેવાના હો તો જાનની કાળજી રાખીને ફરજો. સાથે લાકડી વગર બહાર નીકળતા નહિ. બંદૂક ચલાવતા આવડતી હોય તો એનો પરવાનો મેળવી લ્યો. કોઈ માણસનો, સગી સ્ત્રીનો પણ વિશ્વાસ કરતા નહિ.”

મગનલાલ હસ્યો : “ તમે આ લોકોને નકામા સાવજ જેવા માની લ્યો છો. આવા શાંતિચાહક રાંક લોક આપના દેશમાં નહિ હોય. પણ અમારા ગુજરાતમાં લોક સ્વભાવે ઘણા ગરીબ.”

તુરીસ્કાર મિશ્રિત સ્મિત સોહનસિંહના મુખ પર પ્રગટ્યું. “ ગુજરાતથી જ સરકાર ડરે છે એ તમને ખબર છે ? આ પ્રજાની તાકાત જ એને ગભરાવી મૂકે છે. એક બારડોલી થઈ ગયુ, એક

રાસ થઈ ગયું—સરકારને માટે આટલા દાખલા પૂરતા છે—જેમાં ય આ વખતે તો 'કરેંગે યા મરેંગે' નો ભેરીનાદ થયો છે. આપણે બધા દુશ્મન પ્રદેશમાં છીએ. આખી પ્રજા આપણી દુશ્મન બની ગઇ છે. એ સત્ય તમારે સ્વીકારી લેવું જોઈએ. તમારા જેવા માણસોને એ બધા દેશદ્રોહી ગણે છે." એનું મોં વાત કરતા લાલચોળ બની ગયું, ને અવાજ જરા ઊંચો થયો, "આ પ્રજાએ આપણી સામે યુદ્ધ આરંભ્યું છે એ ખબર છે?"

અવાજથી ડરી મગનલાલ બોલ્યો, "એને હરાવતા વાર કેટલી?"

"વાર કેટલી એમને?—પરાજય એ તો ક્ષણિક છે. તમે આ પ્રજાને મારી નાંખશો પણ એનો જુસ્સો નહિ કચડાય; એ વારંવાર પેદા થશે. એક લોહીના ટીપામાંથી સો માણસો સર્જાશે. પ્રજા હારતી જ નથી, તમે જેટલું વધારે દમન કરો, એટલો જુસ્સો વધવાનો, પ્રજા એટલી વધારે મજબુત બનવાની. હારનો કાંઈ જ અર્થ નથી, તમને ખબર છે મગનલાલ, ઘરમાં બેઠા બેઠા લોકો શી વાતો કરતા હશે?"

"તમને ખબર છે?"

"મને ખબર નથી. પણ હું કળી શકું છું."

ઘા મારતો હોય તેમ મગનલાલ બોલ્યો: "ભય લાગે છે સાહેબ? તમારા જેવો લશ્કરી માણસ ડરે એ તો કેમ ચાલશે?"

"કદાચ તમારી વાત સાચી હોય. જે પ્રજા પાસે હથિયાર નથી, એની સામે લડતા મને જરૂર ડર લાગે છે. લડાઇમાં તો ક્યાં તો તમે મરો યા તો દુશ્મન મરે. પણ આ લડાઇ મોરચા બાંધીને લડવાની હોતી જ નથી. એમાં તમારે જ દુશ્મનોને માર્યા કરવાના, ને તમારા હાથ લોહીથી રંગ્યા જ કરવાના. ક્યાં સુધી માણસ આવી રીતે ખૂનો કરતો રહે?" દૂર દૃષ્ટિ કરતો હોય એમ આંખ ફેરવી આગળ ચલાવ્યું "હું હમણાં બિહારથી આવું છું. ત્યાં પણ આવું જ કામ મારે કરવાનું

હતું. ત્યાંના એક વૃદ્ધ માજીનો ચ્હેરો હજી મને યાદ આવે છે. કરચલીઓવાળો ચેહરો, સફેદ વાળ, કમ્મરની વળી ગયેલાં, આંખમાં ઝાંઝુ નૂર નહિ. એના લબડી ગયેલા શરીરમાં નસોમાં ફરતું લોહી પણ તમે જોઇ શકો. અમારા માણસો એની પાસે જતા, અને ખબરો મેળવી લાવતા. ધ્રૂજતા અવાજે એ અમને બાતમી આપતી, અને અમારું કામ કરતી. ગામના લોકો અમારા બાતમીદાર તરફ જોઇ હસતા." સોહનસિંહે હાથ ઝડપથી હડપચી પર મૂક્યો–તે જાણે અકાળે ઊંઘમાંથી ઝબકીને જાગ્યો હોય તેમ આગળ ચલાવ્યું. "અમને ખબર જ નહોતી કે એના બે છોકરા આ લડતમાં હતા. એક છોકરા પર એક અમલદારને મારી નાંખવાનું ગંભીર તહોમત હતું, અને એ નાસતો ફરતો હતો. અમે આખરે આ ડોસીની ધરપકડ કરી તે દરમિયાન તો એણે અમારા બાર માણસના જાન લીધા હતા. અમારા માણસોને જાણી જોઇને ઊંધે માર્ગે વાળ્યા હતા ને ત્યાં એમના પર હુમલો થયો."

"પછી ખૂન થતા અટકી ગયા એમને?"

"ના! અમારી સ્થિતિ વધારે કફોડી થઈ. જે ગામોમાં અમે મથક બાંધી પડ્યા હતા ત્યાંથી પાછા ફરવું પડ્યું. લોકો અમને ભારે ત્રાસ આપતા. ટોળે મળી અમારા પર હુમલો કરતા–અમે મહા પરાણે ગોળીબાર કરી એમને હટાવતા. અમારા અવરજવરના માર્ગો એમને ખોદી નાંખ્યા. અમારા માણસો જો છૂટા પડી જતા તો એમનાં હાડકાં પણ ભાગ્યે જ હાથમાં આવતા. એક પોલીસનું શબ હાથમાં આવ્યું હતું. એના ડોળા ખેંચી કાઢેલા હતા. એની આંગળીઓ કાપી નાંખવામાં આવી હતી. અમને ખોરાક મુશ્કેલીએ મળતો. આખરે ના છૂટકે અમારે શહેરમાં પાછાં આવવું પડ્યું. ગામની શક્તિનો મને ખ્યાલ આવ્યો. જો આખા દેશભરમાં આવું ચાલતું હોય તો સરકારની સ્થિતિ લાંબો વખત ટકે એમ લાગતું નથી."

"આવી વાતો કહેવી એ ઠીક નથી" મગનલાલે કહ્યું. "એને યાદ રાખવી એ પણ ઠીક નથી." અને એને સોગટી લગાવવા પ્રયત્ન

કર્યો. "સાહેબ ડરતા હો તો આ કામ છોડી દેવું જોઇએ. કાચા પોચાનું આ કામ નહિ."

સોહનસિંહ તિરસ્કાર મિશ્રિત હાસ્ય હસ્યો. લડવાનું તમારે મને શીખવવું નહિ પડે. તમને આ વાત એટલા માટે જણાવી કે તમે ભૂલો ન કરો, અને અમને ખાડામાં ન ઊતારો."

"તમારા માણુસોને આવી જ રીતે પાનો ચાઢાવો છો કે શું?" ફરી મગનલાલે ટોણો માર્યો.

સોહનસિંહનો મિજાજ હવે ગયો. "તમે મને શીખામણુ આપવા આવ્યા છો?" ને એકાએક વાત અટકાવી દેવી હોય તેમ ઊભો થઇ ગયો. "તમારું કામ પતી ગયું હોય તો તમે જઈ શકો છો. જરૂર પડયે તમારી મદદ હું માંગીશ જ. ને તમે જેવી મદદ કરો છો એવી કરતા જ રહેશો." એવી હું આશા રાખું છું.

મગનલાલના જવાબની રાહ જોવા વગર જ સોહનસિંહે ચાલવા માડ્યું. મગનલાલને ગયા વગર છૂટકો જ નહોતો.

બારણા આગળ જ ઉસમાન મળ્યો. એના વર્તનમાં એક પ્રકારનું હીમ ને કંપારી હતા. "સાહેબ! ધાંધલ શરૂ થયું છે" સલામ ભરતા એણે કહ્યું.

"તોફાન? શું છે?" સોહનસિંહ ટટાર થઇ ગયો. એનો હાથ સ્વાભાવિક રીતે જ કમ્મર પર લટકાયેલી રિવોલ્વર તરફ ગયો.

"મથુર! સખ્ત મારવામાં આવ્યો છે"

"ક્યાં અગાડી? મથુર ક્યાં છે.? એને લાવીને ક્યાં રાખ્યો છે?"

"બહાર પરસાળમાં સૂવાડયો છે. ને પાટા બાંધવા માંડયા છે."

સોહનસિંહ ઝડપભેર પરસાળમાં ગયો. બાકીના લોકો ત્યાં ભેગા થઇ ગયા હતા. એક પથારી પર મથુરને સૂવડાવવામાં આવ્યો હતો. એના માથાના જખમમાંથી લોહી હજી વહેતું હતું, ને આખો

પાટો લોહીવાળો થઈ ગયો હતો. ગામમાંથી વૈદ્યને બોલાવવા ગયેલો મંગળસિંહ પાછો આવી ગયો હતો. વૈદ્યે આવવાની ના પાડી હતી. આયોડીન, બોરીક, એવી બેચાર દવાઓ સિવાય બીજું કાંઇ સાધન સોહનસિંહની ટૂકડી પાસે નહોતું. બેચાર માણસોએ પોતાનાં ઘરગથ્થુ વૈદકના જ્ઞાનનો ઉપયોગ કરી ઝાડના થોડાક પત્તાઓ આપ્યા હતા, તે એનો ઉપચાર થતો હતો.

"મથુર ક્યાં ગયો હતો?" સોહનસિંહે પૂછ્યું.

"એ સાહેબ! સવારનો બહાર ગયો હતો. એક ખેતર પાસેથી આવી હાલતમાં અમને મળ્યો. ગામના છોકરાઓ આવીને કહી ગયા, એટલે અમે જઇને લઈ આવ્યા"

મથુર હોશમાં હતો એટલે એને વધારે પૂછવાનું સોહનસિંહે મુનાસબ માન્યું. "શું થયું હતું, મથુર?"

પરાણે શ્વાસ લેતા અને હાંફતા હાંફતા મથુરે બનાવ કહ્યો. "હું સવારે ખેતરમાં ગયો હતો. ત્યાં થોડાક બોર પાડયા. થોડીવારમાં લોકો ધસી આવ્યા ને મને પૂછ્યાગાછ્યા વગર જ મરણતોલ માર માર્યો."

"વારુ! તું આરામ લે. મંગળસિંહ! મથુરને દવાખાનામાં મોકલવાની વ્યવસ્થા કર. ત્રણ માણસોને એની સાથે મોકલો. જતી વખતે મારી પાસેથી ચિઠ્ઠી લેતો જજે."

હુકમ કરીને એ બહાર નીકળ્યો. એનું માથું ફરતું હતું. ગામને ઠેકાણે રાખવાનો હવે બીજો ઈલાજ જ નહોતો. એના પગ મુખીના ઘર તરફ વળ્યા.

રસ્તામાં જ માસ્તરનો ભેટો થઈ ગયો. માસ્તરે સોહનસિંહને ગુસ્સામાં જતો જોયો પણ એ કશું ન બોલ્યા. નમસ્કાર પણ ન કર્યો. માસ્તરને જોતા જ સોહનસિંહ ઊભો રહી ગયો.

"જુઓ માસ્તર! આ ઠીક નથી."

માસ્તર થંભ્યા. એમની સ્વસ્થતા જરા ય તૂટી નહોતી. એ શાંતિથી આ અમલદારને નીરખી રહ્યા: "કેમ ભાઇ ?"

"તમે અમારા માણસને આવી રીતે મારશો તો ગામના ભૂંડા હાલ થશે."

માસ્તર જરા ટટ્ટાર થયા. એમની આંખમાં જરા ચમક આવી. "તારા માણસને પૂછતો ખરો, એણે શું કર્યું હતું તે ! ગામના તો જે હાલ થવાના હશે તો તે થશે. પણ તમારા વર્તન માટે તમારે પણ વેઠવું રહેશે."

"મારે તમારી પાસેથી કાંઇ ભાષણો સાંભળવા નથી. હું સુખીને કહેવા જ જતો હતો કે આનો બદલો ગામે આપવો પડશે. મારા એક માણસ, તમારા દસ." સોહનસિંહની આંખમાં ખૂન્નસ હતું.

આવા માણસ સાથે વાત કરવામાં ય ગૌરવ–હાનિ હતી. માસ્તર ત્યાંથી ચાલ્યા એટલું જ બોલીને: "જેવી હરિ ઇચ્છા. મારું કે તારું કોઇનું ધાર્યું થતું નથી."

સોહનસિંહ ધુંવાફુંવા થઇ રહ્યો.

---

## પ્રકરણ પાંચમું ∴ ∴ ધૂંધવાતો અગ્નિ



ગામમાં લોકો ક્રોધે ભરાયેલી ગાયની માફક ફરતા હતા. એમની આંખોમાં ગામમાં બનેલા બનાવોની વિસ્મયતાનો ચમકારો હવે ચાલ્યો ગયો હતો. એ પોતાનું જ્ઞાન અજમાવવા પ્રયત્ન કરતા પણ એમાં એને સફળતા મળી નહોતી. આકાશમાં હેતુ વગર દોડા-દોડી કરતા વાદળા જેવી સ્થિતિ એમની થોડેઘણે અંશે હતી. ખેડૂતો પોતાનું કામ કરવા નિયમિત ખેતરે બળદ લઈ જતા. લુહારની ધમણ બરાબર પ્રાતઃકાળે ફૂંફાડા મારતી, કાંઈ જ ન બન્યું હોય તેમ રબારી રીતસર ગાયોનું ધણ લઈ શેઢીએ ઉપડી જતો. નાના નાના દુકાનદારોની દુકાન ખૂલતી અને ગામનાં નાનકડા બજારમાં આવેલી એકલી હોટલમાં ચાના કોપ પર કોપ ઊતરતા- છતાં ફેરફાર તો થયો જ હતો. નિયમિત જીવનમાં ય લોકોનું બોલવાનું ઓછું થયું હતું. લોકો બોલતા તે ય જાણે ધીરેધીરે ઓછામાં ઓછા અક્ષરોમાં વાર્તાલાપ કરતા. પ્રત્યેકના મનમાં ગામે આરંભેલી લડતનો, અને એની પ્રત્યાઘાત રૂપે બનતા બનાવોનો ખ્યાલ રમતો હતો ને અટપટા ભાવિના કરુણ-ભિષણ બનાવોની આગાહી થયા કરતી.

યુદ્ધના મોરચા હજી મંડાયા નહોતા; પણ જાણે ખાઇઓ ખોદાતી હતી. લશ્કર લડતું ન હોય છતાં સુસજ્જ હોય એવા પ્રકારની શાંતિ ગામના ઉરે વસી હતી.

કેવળરામના ઘરમાં આમતેમ ફેરફાર થતા હતા. કેટલુંક રાચરચીલું ફેરવાતું હતું. માસ્તરે સલાહ આપી હતી તે મુજબ ગામલોકની કમિટીએ નિર્ણય કર્યો હતો કે લોકોએ દાગીના અને રાચરચીલું સલામત માટે અન્ય સ્થળે મોકલી આપવા. કેવળભાઈના ઘરમાં મૂડી ઠીકઠીક હતી, જરૂરી વસ્તુઓ રાખીને બાકીની મોસાળ મોકલી દેવાનું એમણે નક્કી કર્યું હતું.

મંછા બધુ ઠીકઠાક કરતી હતી. એણે દાગીનાનો ડાબડો તૈયાર કરી રાખ્યો, અને ઘરની બીનજરુરી ચિજો ભેગી કરવા માંડી. એને ગામમાં આવેલી નવી વસતી તરફ રોષ હતો જ. એનો મિજાજ આમે ય ભારે હતો. તેમાં વધારો થયો. પહેલા જ દિવસના બનાવે એના વર્તને—એના રોષે—ગામલોકમાં પ્રતિષ્ઠા વધારી હતી. પટલાણીએ કમાલ કરી એમ ઘણાએ વાતવાતમાં એ દિવસે કહ્યું હતું. ફરીવાર પશી જેવાની તાંબડી પોલીસ ઝૂંટવી લેવા પ્રયત્ન કરે તો ફરીવાર એ આમ જ ભડભડી ઊઠે એમાં શંકા નહોતી.

પશી ઘરમાં કામ કરવા આવી હતી. "મૂઆ અહીં શા માટે આવ્યા હશે! એમનું આ ગામમાં શું દાટયું છે?" હાથમાં સાવરણો લેતાં મંછા તાડૂકી.

"દાટયું તો બા કાંઈ નથી. પણ આવીને રીતસર પથારો પાથરીને પડયા છે. નળીઓવાળી બંદૂકના જોરે જ ભાઇ આવ્યાં છે." પશીએ પોતાની સમજ પ્રમાણે ઉત્તર આપ્યો.

"એમનો અહીં કાંઇ હકદાવો બળ્યો છે? આ ગામમાં લૂંટવા જેવું ય શું છે?"

પશીએ માચીયા પરથી ગોદડાં ઊતારવા માડયાં, ને ઘરના ગોદડા જુદા કરવા માંડયા.

"બા તમે સાંભળ્યું?"

"શું?"

"તખોજીનો કેસ ચોરે ચાલવાનો છે."

"તખોજી તો પેલો નાથીનો વર ને?"

"હા, બા."

"કેમ? એના પર કેસ શાને માટે?"

"એક સપયડાને મારવા બદલ. દશ માણસને પકડી ગએલા ને તેમાંથી તખોજી પર કેસ કરવાનું નક્કી થયું છે."

"તખોજી તો સારો માણસ છે. એણે નાથીને હાંસડો સારો કરાવી આપ્યો હતો. ૨૦ તોલા ચાંદી વાપરી હતી. એને કેમ પકડ્યો?"

"કો'ક પોલીસને એણે ખેતરના નાળે માર્યો હતો."

"શું થયું હતું?"

"તખોજી સરગવાની શીંગોની ગાંસડી બાંધી આવતો હતો. પોલીસે એને ઊભો રાખી, સીંગો માંગી. તખોજીએ આપવાની ના પાડી. બંને વચ્ચે બોલાચાલી થઈ. પોલીસે બળજબરી વાપરી, ને એનો માલ લઈ લેવા માંડ્યો. ને તખોજી પર લાકડીનો ઘા કર્યો. તખોજીએ સામી વાર કરી, પોતાની પાસેનું ધારીયું ફેંક્યું. પોલીસ લોહીલુહાણ થઈ ગયો. પછી ગામમાં આ બધાંને પકડ્યા ને તખોજી પર તહોમત મૂકાયું."

"એમાં એણે ખોટું શું કર્યું?"

"પણ એણે પોલીસને માર્યો ને?"

"તો શું કામ શાકભાજી લેવા ગયો હતો? મફતનો માલ લેવા જતાં બીજું શું મળે?" બચાવ કરતાં મંછાના મોં પર આનંદરેખા પ્રગટી.

"એને હવે સજા થશે ને બા?"

"શું સજા થશે?"

"જેલમાં મોકલશે."

"મોકલ્યા, મોકલ્યા હવે ! એમ તો એમની શું મુંજાશ છે કે વગર ગુનાએ એક માણસને સજા કરે, અને તેય ગામના ચોરે જ ! ગામલોક એમ થવાય ન દે !"

પશીનેય આવી બાળમાન્યતા પર થોડું હસવું આવી ગયું. પટલાણી પણ જાણે ગાય દોવા જેટલું સરળ કામ આને સમજતાં હતાં !

"ગામલોક ચોરે જશે ને ?"

"ના, બા !"

"કેમ ?"

"માસ્તરે બધાને ના પાડી. એમણે કહ્યું કે ભલે એને શિક્ષા કરે. આપણને ત્યાં જવું શોભે નહિ."

"બીકણ !" આકસ્મિક જ મંછાના મ્હોંમાંથી ઉદ્‌ગાર નીકળી ગયો. પશી પણ મંછાના ઉદ્‌ગારો ચમકીને સાંભળી રહી. પટલાણી કેવી હિંમત કરતાં હતાં !

"મારું જો ચાલે, તો લોકોને લઈ ત્યાં જાઉં, ને તખોજીને છોડાવી લાઉં. પછી સરકારને જે કરવું હોય તે કરે." એની આંખ આગળ યોજના તૈયાર થવા માંડી. લોકો શા માટે આવું નહિ કરતા હોય ? નાની શી વાત હતી. પોલીસદળ મામૂલી હતું. ગામલોકની સંખ્યા ઘણી મોટી હતી. એક ઘા ને બધા સાફ, ને કાયમની નિરાંત. આવું સરળ કાર્ય કરવા પણ માસ્તર ને મુખી તૈયાર નહોતા. એને ગામના પુરુષો પર ચીડ ચઢી.

મુખી બહારથી ઉતાવળા ઉતાવળા આવ્યા. એમની ગતિમાં વેગ હતો. મોં પર રોષ હતો—નિરાંત નહોતી. આવીને ખેસ વડે મોં લૂછતાં એમણે ફેંટો ઉતાર્યો. પછી અંદર ચાલી ગઈ. મંછા પતિની ધમાલ જોઈ રહી ને સાવરણો બાજૂએ મૂકયો.

"કેમ આટલી ધમાલ ?" એણે નમ્ર અવાજે પૂછ્યું.

"માસ્તર આવી ગયા?" એણે ચિંતાતુર અવાજે સવાલનો જવાબ આપવાને બદલે નવો જ પ્રશ્ન પૂછયો.

"નથી આવ્યા. પણ શું થયું, એ તો કહો–" જરા છણકો કરી મંછા બોલી.

"પેલા તખોજીને કદાચ ગોળીએ વીંધશે."

મંછા હેબતાઈ ગઈ. આવી કડક સજાનો એણે ખ્યાલ પણ નહોતો કર્યો. આવું સંભવી શકે એમ એણે માન્યું પણ નહોતું.

"ખાલી એક માણસને મારવા બદલ."

"હા! અમલદાર દાખલો બેસાડવા માંગે છે. મારાથી સહન થતું નથી."

"તો જાવ! છોડાવી લાવો. દસપંદર માણસોની સામે થતાં વાર કેટલી?" યોજના રજૂ કરતાં એ બોલી.

"હં!" કહી ખિન્ન હાસ્ય મુખીએ કર્યું. "એટલું સરળ હોત તો ક્યારનું ય કર્યું હોત."

બહારથી માસ્તરના દક્ષિણી ઢબના પગરખાંનો વિશિષ્ટ અવાજ આવ્યો. "એ માસ્તર કાં'ક રસ્તો કાઢશે!' મુખીએ પોતાની શ્રદ્ધા વ્યક્ત કરી.

"ઘરમાં હાથ જોડીને બેસી રહેવાના રસ્તા તો અનેક નીકળશે!" મંછા ક્રોધે ભરાઈ હતી એ ઉતાવળા પગલે અંદર ચાલી ગઈ.

માસ્તરના મોં પર એવી જ સ્વસ્થતા હતી. એ મુખીનો ઉદ્વેગ પારખી ગયા.

"કેમ મુખી! આવડો ભાર માથે?"

"માસ્તર! આ તો ઠીક થતું નથી. એ તખોજીને આમ ગોળીએ વીંધવાની વાત કરે એ ન પોસાય."

"તો આપણે શું કરીએ?"

"એનો કાંઈ રસ્તો તો કાઢવો જ જોઈએ." દીન અવાજે મુખી બોલ્યા.

"આમ દીન થઈશ, તે ચાલશે? લડત માંડીએ તો આવા અનેક બલિદાન આપવાં પડશે. એક આહૂતિએ કોઈ દેવ ધરાતા નથી."

"પણ આનો ગુનો શો તે આવી કડક શિક્ષા કરે?" મુખીના અવાજનો વિસ્તાર જરા વધ્યો.

"આ સરકારના રાજ્યમાં તું ન્યાયની વાત પૂછે છે?"

"થોડું ઘણું તો..."

"એ જ તારી ભૂલ છે. એટલી તારી સમજ કાચી. હજી ય મુખીપણાનો અંશ તારામાંથી ગયો નથી, એટલે તને અંગ્રેજની ન્યાયબુદ્ધિમાં વિશ્વાસ છે."

"પણ માસ્તર! આવો ઘોર અન્યાય..."

"જરા ઇતિહાસ તો વાંચ મૂર્ખા. લોકોને ઘેર ઘેર જઈ સત્તાવનમાં માર્યા હતા. ગામેગામ મડદાં લટકાવ્યાં હતાં. એ બધો ન્યાય હતો? સેંકડો નિર્દોષ સ્ત્રીપુરુષો પર જલિયાનવાળા બાગમાં ગોળીઓ ચલાવી, એ ન્યાય હતો? આપણા દેશનાં કરોડો માણસોને નાગા-ભૂખ્યા રાખી, એમના માલ પર તાગડધિન્ના કરવા, મહાલવું એ ન્યાય છે? સામ્રાજ્યો કોઈ ન્યાય પર ટકતાં સાંભળ્યાં છે? રાજ્ય એટલે જ અન્યાય, અને તેમાં આ તો પરદેશી રાજ્ય. જે દહાડે આપણે આ સમજ કેળવશું, ત્યારે જ એનો નાશ કરવા શક્તિમાન થઈશું."

માસ્તરની દલીલોથી મુખીને થોડી હિંમત આવી; એમની આત્મશ્રદ્ધા પુનઃ પ્રગટવા માંડી. "મને બીજું કાંઈ દુઃખ નથી, માસ્તર! પણ મને એની બૈરીનું લાગે છે. પરણે હજી વરસ પણ થયું નથી, એને આપણે માટે શું લાગશે? એને એમ થશે કે ગામે મારા ધણી માટે કશું કર્યું નહિ. ગામલોકની તકરાર એણે માથે વહોરી, પણ ગામે સહારો ન કર્યો."

"એનો વર ગામના ઇતિહાસમાં અમર થઈ જશે. આપણે એના દેહ પર ખાંભી ચણીશું." માસ્તરના મુખ પર પ્રકાશ પથરાયો: "ગામના પ્રથમ શહીદ થવાનું માન મારે કે તારે ફાળે ઓછું આવ્યું છે? આમ ને આમ એ મરી જાત—નાથી આંસુડાં સારત. પણ કોઈ એને યાદ ન કરત. એને હવે આખું ગામ સંભારશે ને પૂજશે. ગામલોક એના પરથી દાખલો લેશે, ને છોકરાઓને એની વાત કહેશે. તખોજી તો ગામનો ઇતિહાસ સરજી જશે..." બોલતા બોલતા એ અટકયા, ને થોડીવારે આગળ ચલાવ્યું: "નાથીની સંભાળ આપણે રાખીશું. એની ખાવાપીવાની ચિંતા આપણે રાખીએ, છતાં એને જો નાતરે જવું હશે તો એ ગોઠવણ પણ કરી આપશું. હું નાથીને મળી લઈશ, તું ચિંતા ન કરતો. હજી તો આવી ઘણી આપત્તિઓ આવવાની છે, ને આપણે વેઠવાનું આવશે. તારે તો અર્જુનની માફક ગામની આગેવાની લઇ દુશ્મનને હરાવવાનો છે."

માસ્તર જેવો સારથિ આવા કપરા પસંગોએ ન મળ્યો હોત તો ટકી શકાત ખરું? મુખી મગજનો વિચાર—વળ ચઢાવવા માંડયા.

બન્ને વાત કરતા એકાએક અટકી ગયા. બહારથી એક સ્ત્રી દોડતી દોડતી અંદર આવી. લગભગ વીસેક વર્ષની આ જુવાન ઠાકરડાસ્ત્રીના મોં પર ભારે વિષાદ હતો. એની આંખો રડી રડીને સૂઝી ગઈ હતી. આંખોમાં હજી ય આંસુ હતાં. આવીને એ મુખીના પગમાં પડી.

"કાકા! મારા ધણીને બચાવો. એણે શું ગુનો કર્યો છે? લોક કહે છે તમારા હાથની વાત છે. તમે અમલદારને સમજાવી શકો એમ છો. મારો ચૂડો નંદવાતો અટકાવો. ઠાકોરજી તમારું કલ્યાણ કરશે."

મુખીને શું કહેવું, એ સૂઝયું નહિ. આ નિર્દોષ હૃદયની સ્ત્રીને આશ્વાસન કેવી રીતે આપવું?

"નાથી!" મુખીએ મૃદુ અવાજે કહ્યું: "જો આમ રડયાથી તખોજી કાંઇ છૂટવાનો છે? તારે તો હિંમત રાખવી જોઇએ."

"પણ કાકા! મારો મનખો પરવારવા બેઠો." નાથી ડૂસકાં ખાતી બોલી: "લોકો કહે છે તમે એનો કેસ ચલાવવાના છો. તમે એને શિક્ષા કરશો."

મુખી આશ્ચર્યચકિત થઇ ગયા. "આ શું? આવું કોણ કહે છે?

"ગામના લોકો!" પ્રાર્થના કરતી હોય તેમ દીન નજરે નાથીએ મુખી સામે નજર કરી. "તમે કાકા એમ નહિ કરો ને?"

"હું શું કરવાનો છું, તેની ખબર લોકને કયાંથી પડી?"

માસ્તર વચ્ચે બોલ્યા: "એમાં જ હંમેશાં રહસ્ય સમાએલું છે. દુનિયાભરમાં રાજાઓને આ રહસ્ય હંમેશાં સતાવે છે. પ્રજા જાણે છે કેવી રીતે? ને છતાં પ્રજા હંમેશાં જાણે જ છે. રામાયણનો પ્રસંગ યાદ છે? એક રાતે કૈકેયીએ વચન લીધું, ને સવારના રામને વનવાસ જવાનું નક્કી થયું. આખા અયોધ્યામાં કેવા વિદ્યુતવેગે ખબર વ્યાપી ગઇ હતી! બધા લોકને કોણ કહેવા ગયું હતું? આજે પણ સરકારને એ વાત સતાવે છે. ગમે તેવા પ્રતિબંધો હોય છે, કડક ફરમાનો હોય છે, હથિયારબંધી કરવામાં આવે છે; છતાં લોકોને તો એ ખબર મળ્યા વગર રહેતા જ નથી. સત્તાવનના બળવા વખતે છાપાંઓ નહોતાં, રેલ્વેઓ નહોતી; છતાં એના ખબર ગામેગામ વ્યાપ્યા હતા. આ જ રહસ્ય છે, મુખી!"

નાથીની આંખમાં આશાની એક નજર રમી ગઇ. બહાર વાદળાં ઘેરાયાં હતાં, ને એમાં વીજળી ઝબકારા દેતી હતી. એક કાળું વાદળું આવ્યું, ને ઓરડામાં થોડીવાર અંધારું વધારે ગાઢ થયું. ઓરડામાં બધા થોડો વખત શાંત ઊભા રહ્યા, પણ એમનાં મન વાત કરતાં હતાં.

"દાદા! આ વાદળ! આ વિજળી! માવઠું થશે તો ખેતી વણસી જશે. કપાસનાં કાલાં દાઝી જશે."

"ભાઈ, એની ફિકર શા માટે? વાદળાં મોટાં છે, પણ પવનનો એક ઝપાટો એને વિખેરી નાંખશે."

પવન જોરથી ફૂંકાતો હતો.

"ભાઈ! જો આ વાદળાંની માફક સરકાર પણ વિખેરાઈ જશે, ને જગત પર સૂર્યનો પ્રકાશ રેલાશે. હિંદમાંથી આ અંધારાં વળશે, અને સ્વરાજ્યનો ઉદય થશે."

નાથી પોતાની જગ્યાએથી ઊભી થઈ. "કાકા! મારો ધણી ખૂન કરે એવો નથી. પેલા પોલીસે જ્યારે મફતિયા માલ લેવા માંડ્યો, ત્યારે એનો મિજાજ હાથ ન રહ્યો ને એને મારી બેઠો. ઘેર આવ્યો, ત્યારે એને ય થઈ ગયું હતું કે આમ ન કર્યું હોત, તો સારું થાત. મને કહે: 'નાથી! આજે ભારે ભૂલ થઈ! કોણ જાણે શું ય આનું પરીણામ આવશે.' બપોરે જમતી વેળા તો એની આંખો ભીની થઈ ગઈ, ને ખાતાં ખાતાં જ ઊઠ્યા. અને મને કહે: 'નાથી! આજે છેલ્લીવાર જાણે અહીં જમવા બેઠો છું, એમ થયા કરે છે.' મને પણ રોવું આવી ગયું. ભાણા પરથી ઊઠી હાથ લ્હોયા ન લ્હોયા ને પોલીસ આવી પહોંચી."

માસ્તરે નાથીની પીઠ પર હાથ મૂક્યો: "તખોજીને તો એ છેક નાનો હતો, ત્યારથી ઓળખું છું. એના બાપા, દાદા, તમામને હું ઓળખું છું. એની નીતિ પ્રમાણે એ મિજાજ ગુમાવતો હશે. પણ કામ કરવામાં એ હમેશાં એકકો રહેતો. દર ચોમાસે એ શાક લઈ મારે ત્યાં આવતો ને કહેતો: 'દાદા! આ મારી વાડીનું શાક.' એકકે વરસ એ ચૂક્યો નથી. નાથી! મારું દુઃખ પણ ઓછું નથી. આવા માણસને આવી રીતે ગુમાવવો પડશે, એવો તો મને પણ ખ્યાલ નહોતો. પણ વિચાર કરું છું ને લાગે છે કે તખોજી ભવ તરી ગયો ને કુળને તારતો ગયો. આવું નસીબ તો જેણે હજાર પુણ્ય કર્યાં હોય, એને જ સાંપડે છે."

નાથી માસ્તરના વચનોએ જરા ટટ્ટાર બની. પણ એની આંખમાં હજી ય આજીજીભાવ હતો. એણે મુખી તરફ જોઈને કહ્યું, "તમે તો એને શિક્ષા નહિ કરો ને ?"

"ના ! હું એને શિક્ષા કેવી રીતે કરું ! મારી પાસે સત્તા પણ શી છે !"

"લોકો કહે છે કે અમલદાર તમારી પાસે જ ન્યાય તોળાવશે."

મુખી હસ્યા. કેવી ભોળી બાઈ હતી !

"મારે મન કે લોકોને મન એણે કશો ગુનો કર્યો નથી. મારે જો ન્યાય તોળવાનો હોય, તો એને છોડી મૂકું."

નાથીને સાચેસાચ આશ્વાસન મળ્યું હોય તેમ એ આભારવશ આંખોએ મુખી તરફ જોઈ રહી.

બહાર કોઈ પોલીસ આવીને ઊભો હતો. પસાયતો અંદર આવ્યો. 'પટેલ ! તમને અમલદાર મળવા આવ્યો છે.'

મુખીએ મંછાને બૂમ મારી. મંછા એકદમ અંદર આવી, "કેમ ?"

"જો, આ નાથીને સાથે લઈ જા, એને ઘેર જઈને બેસજે. એને દિલાસાની જરૂર છે." મુખીએ મંછાને કહ્યું.

"પણ આ બધું ઘરનું કામ..."

"એ થઈ રહેશે. અત્યારે પહેલું કામ નાથીની સાથે જઈ, એની પાસે બેસવાનું છે."

મંછાના મગજમાં ધીરે ધીરે વાત ઊતરતી હતી. "સારું ! હું જઈશ, પાછા ક્યારે આવવાનું છે ?"

"હું કહેવડાવીશ." ને પસાયતા તરફ ફરીને એમણે કહ્યું : "જા ! અમલદારને મોકલ." મંછા અને નાથી પાછલા બારણે બહાર નીકળ્યાં.

સોહનસિંહ આજે યુનીફોર્મમાં આવ્યો હતો. એના કોટનાં ચકચકતાં બટનનો રુવાબ ઓર હતો.

"મુખી! તમારી સાથે વાત કરવા આવ્યો હતો." આવતાં જ એણે કહ્યું.

"પધારો!' મુખીના અવાજમાં વિનયની માત્ર લુખ્ખી છાંય જ હતી. એણે ખુરશી ધરી.

સોહનસિંહે માસ્તર સામું જોયું. માસ્તર સમજી ગયા. એ જવા ઊઠયા.

"માસ્તર!" મુખીએ માસ્તરને ઊઠતા જોયા.

"કેમ?"

"બપોરે પાછા આવશોને?"

"કામ છે કાંઈ?"

"કામ તો ખાસ નથી. પણ આવો તો સારું."

"ભલે, આવીશ."

"માસ્તર! તમે નાથીને ત્યાં અત્યારે જવાના છો?"

"તમે કહેતા હો તો જાઉં."

"જાવ તો સારું. એની પડખે કો'ક અડીખમ આદમીએ રહેવાની જરૂર છે."

"જરૂર! એની બહુ ફિકર ન કરતા. પ્રભુ સહુ સારાં વાનાં કરશે"

માસ્તર ગયા. સોહનસિંહ એમના તરફ ધારીને જોઇ રહ્યો. મુખી તરફ નજર ફેરવીને એ બોલ્યો : "મુખી! મારી ઇચ્છા કશું કરવાની નહોતી, પણ લાચાર છું. ગામલોકે પહેલો ઘા કર્યો."

મુખીએ માત્ર 'હં' કહી જવાબ વાળ્યો. સોહનસિંહે આગળ ચલાવ્યું : "ગામમાં ધાંધલ થાય, એ મને ગમતું નથી, પણ મારે નોકરી બજાવવાની છે.'

મુખીએ તો યે પણ કશો જવાબ ન વાળ્યો. એણે વેધક દૃષ્ટિએ અમલદારની આંખોમાં જોયું. સોહનસિંહે આગળ ચલાવ્યું :

"અમારે માત્ર હુકમ જ બજાવવાનો હોય છે, અમને હુકમ છે કે આવું કંઇ પણ થાય તો લોકોને પકડવા, ને મારતાં પણ અચકાવું નહિ."

ઉત્તર માટે, બોલતાં બોલતાં જ સોહનસિંહે મુખીના સામે જોયું. મુખી અનુત્તર રહ્યા.

"અમારે માટે પણ નિયમો બાંધવામાં આવ્યા છે. તમારા માણસે અમારા સિપાઇને માર્યો, એનો બદલો અમને મળવો જ જોઇએ."

મુખીથી હવે ન રહેવાયું. "પકડીને ગોરા પર શું કરવા રાખ્યો છે, તુરત જ ગોળીએ વીંધવો હતો ને? નકામી બીજી માથાકૂટ શું કરવા કરો છો?"

સોહનસિંહે માથું હલાવ્યું. "તમારી સાથે હું સંમત થતો હોત તો જરૂર એમ કરત. લોકો પર મારે છાપ પાડવી છે. મારે એનો જાહેર કેસ ચલાવવો છે. લોકોને એમ બતાવવું છે કે આવા બનાવોથી તેમને હાનિ થશે. મારે લોકોને પાઠ શીખવાડવો છે. મારો વિચાર તો, ગામની પંચાયત એકત્ર કરી, એની પાસે ચૂકાદો મેળવવાનો છે." એનો હાથ સ્વાભાવિક રીતે જ રિવોલ્વર તરફ ગયો.

મુખીએ બહાર બારણામાંથી ઠંડી સરકતી હવા તરફ નજર કરી: "આજે વરસાદ પડશે એમ લાગે છે."

સોહનસિંહ વાત પડતી મૂકવા માંગતો નહોતો. "મુખી! અમારું કામ વ્યવસ્થા જાળવવાનું છે. ગામ જો યોગ્ય વર્તન નહિ કરે, તો અમારે નિરુપાયે એને શીખવવું પડશે." એનો અવાજ સખ્ત બન્યો, "જરૂર પડયે, ગોળી ચલાવતાં અમે નહિ અચકાઇએ, એ પણ હું તમને કહી દઉં છું. લોકને જો તમારે ખૂનામરકીમાંથી બચાવવાં હોય, તો અમને આ કામમાં મદદ કરવી પડશે, લોકને વારવા પડશે. અમારી ઇચ્છા એવી છે કે તમે મુખી તરીકે, પંચાયતના વડા તરીકે કાયમ રહો, ને આ બાબતમાં તખોજીને શિક્ષા કરો. લોકો પર એથી વધારે દાબ રહેશે."

મુખીએ મૃદુ અવાજે જવાબ વાળ્યો : "લોકો કહેતા હતા તે ખોટું નથી."

"શું ?"

"કે મારે હાથે જ તમોને શિક્ષા દેવાવાની છે."

"લોકોએ વાત કયાંથી જાણી, એની મને ખબર નથી. પણ એથી લોકોને લાભ થવાનો છે, તે હું જાણું છું."

મુખીએ ઓરડામાં આંટાં મારવા માંડયા. આંટાં મારતાં જ એણે બોલવાનું શરૂ કર્યું : "કેવા અજબ માણસો તમે છો ! અમારી સરકાર પણ કેવી અજબ છે ! તમે એમ માનો છો કે તમે આ દેશમાં જ જન્મેલા હોવા છતાં સરકારના હાથા રૂપ બની રહ્યા છો, એ પ્રમાણે બીજા બધા ય બનશે ? આ સરકારને એમ જ વિશ્વાસ બેસી ગયો છે કે એના રથનાં પૈડાં અમારા વડે સારી જિંદગી ચાલ્યા કરશે. પણ હવે એવું રહ્યું છે કયાં ? તમે પ્રજાના હૃદયને, માનસને સમજી શકતા નથી. માટે તો આવાં કુકૃત્યો આચરવા બેઠા છો. તમારી સરકારને અમે સ્વીકારતા હોઇએ, તો તમારા કાયદા અમને લાગુ પડે, તમારા નિયમો અમારે સ્વીકારવા પડે. મને આ કેસ ચલાવવાનો કશોજ અધિકાર નથી, અમારા ગામમાં કોઇને જ અધિકાર નથી. તમે આવીને ગામનો કાયદો તોડયો, ને નવો કાયદો, તમારો કાયદો, અમલમાં આવ્યો. તમે તમારા કાયદાનો ભંગ કરવા ઇચ્છતા નથી; ના હું મારા ગામનો કાયદો તોડું એમ ઇચ્છો છો ?"

સોહનસિંહની કરડાકી ઘટી. "તમે નહિ માનો. પણ મુખી, હું જરા ય રંજાડ કરવા માંગતો નથી. મને મારા દેશ તરફ લાગણી નથી, એમ ન માનતા. પણ પેટ છે, મુખી ! એ એવી ગુલામી કરાવે છે કે કાન બહેરા થઇ જાય છે ને પછી કોઇની વાત સાંભળતા નથી. લશ્કરી માનસ જલદી શીખતું નથી એ જ્ઞાન માટે અસમર્થ છે. રાજ્યસત્તા પોતાનુંજ ધાર્યું કરે છે, ને એમાં ફેરફાર પડતો નથી.. હું એવી રીતે કાર્ય કરવા હવે ટેવાઇ ગયો છું."

"આવી રૂઢીચુસ્તતા જ નુકશાન કરે છે, રાજ્યસત્તાનો અંત આણે છે."

સોહનસિંહના અવાજમાં કડવાશ આવી; "મારા જીવનમાંય પ્રસંગો આવી ગયા છે. આ પ્રસંગોનું સ્મરણ પણ આવે સમયે જાગે છે. પણ અમારે એ સ્મરણને સંભારવાનાં નથી. માટે એ તખોજીને અમારે શિક્ષા આપવી જોઈએ. જેથી બીજાઓ આવું કાંઈ કરતા ડરે. ફરજ એ ફરજ છે. પછી ભલે તેમાં બુદ્ધિ કે ડહાપણ, કશું જ ન હોય."

કાનૂનના યંત્રવત્ નિયમે ચાલતા આ માણસ સાથે વાત કરવામાં ફાયદો શો? છતાં એના તરફ સુખીને અનુકંપા જન્મી.

"આપણા રસ્તા જુદા છે. આપણે વાત કરવાનુ બંધ કરીએ તો કેમ?"

સોહનસિંહ પોતાનું કાર્ય પૂરું કરવા માંગતો હતો. એ બેસી જ રહ્યો.

"આપણે વાત કરવી જ છે. તમારી મદદની આ બાબતમાં અમને જરૂર છે. ને તમારે એ આપવી જ પડશે."

વિજળીના ચમકારા માફક એક વિચાર સુખીના મગજમાં ચમકી ગયો. "તો તો મારી સલાહ તમારે માનવી પડશે. લશ્કરી ફોજમાં તમે કેટલા માણસો આણ્યા છે?"

"પંદર."

"એમાંથી આ તખોજીની શાકભાજીની મફત માંગણી કરનાર, અને દૂધવાળી પશીની તામડી ઊઠાવી જનાર સિપાઈને તમારે સજા કરવી જોઈએ. એમણે પણ ગુન્હો કર્યો છે. એમને શિક્ષા થાય તો તખોજીને શિક્ષા કરવાનું હું માથે લઉં. મારી પંચાયત આગળ આ બધાનો કેસ ચાલે."

"તમે મશ્કરી તો નથી કરતા ને?" ખુરશી પરથી સોહનસિંહ વિસ્મયથી આખો ઊભો થઈ ગયો.

" મશ્કરી શું કરવા? હું તો મારા મનમાં જે આવ્યું તે કહું છું."

" એ તો અસંભવિત છે. તમને ખબર છે કે આ બાબતમાં હું સંમત થઇ શકું જ નહિ."

" એ મને ખબર છે, અમલદાર! માટે તો કહું છું કે તમારી સાથે હું સંમત થઇ શકતો નથી."

સોહનસિંહ ઊઠયો. ભીંત સાથે માથાં ભાંગવા જેવી આ વાત હતી. " તમારું રાજીનામું સ્વીકારીને કદાચ મગનલાલ જેવાને એ જગ્યા સોંપવી પડશે."

" એ તો તમારી ઇચ્છાની વાત છે. ગામના માલિક તો તમે થઇ બેઠા છો. એટલે આવો પ્રશ્ન તમને નહિ મૂંઝવે."

સોહનસિંહના મુખ પર ખિન્નતા હતી. " અમારે ભારે કઠણ કામ કરવાનું છે, નહિ?"

" હા જી." મુખીએ દૃઢતાથી ઉત્તર આપ્યો. " દુનિયામાં સૌથી કઠણ કામ તમે હાથમાં લીધું છે, અને એ સાવ અશકય છે.

" કેમ?"

" પ્રજાનો જુસ્સો હંમેશ માટે દાબવાનું કામ અશકય છે."

" મને ય લાગે છે. જોઇએ." કહી સોહનસિંહ ઊઠયો.

× × ×

નાથીને ઘેર મંછા અને પશી ધીરે ધીરે વાત કરતાં હતાં.

" બા! તમને એક વાત કરું?" પશીએ છેક કાન પાસે મોં ધરતાં કહ્યું.

" શું? એવી તે કઈ વાત છે?" મંછાએ ઉત્સુકતા બતાવી.

" ખાનગી રાખવાની."

" મૂઇ! હું કોને કહેવા જવાની છું?" એક ધીમી થપાટ મંછાએ લગાવી દીધી.

"આ મગનલાલનું થોડા દિવસમાં આવી બનશે."

"કેમ?" મંછાને નવાઈ થઈ.

"લોક કહે છે કે એ ચૌદશિયાનું કામ કરે છે; વારંવાર અમલદાર પાસે જાય છે; ને ચાડી ખાય છે. એને ઠેકાણે કરી નાંખવાની લોકો પેરવીમાં છે."

"શું કહે છે? એ તો ભારે કહેવાય!"

"સાચી વાત છે, બા! એને મુખી થવું છે. માટે આ ધંધા કરવા માંડયા છે. લોકો આપણા મુખીને જ રાખવા માગે છે. મગનલાલનું માથું વટાઇ જશે.

"તું હુત્તી છે, પશલી! તને આવી ખબર કયાંથી પડી?

"'એ' કહેતા હતા." પોતાના ધણીના નામની સંજ્ઞા કરતા પશી મલકાઇ."

"ગામ તો ઘણું આગળ વધ્યું. મને તો એમ હતું કે આ તખોજીનો ભોગ એમ જ ધરાશે. ને આપણે કાંઈ નહિ કરીએ."

આકાશમાં વાદળાં વચ્ચે વીજળી દોડતી હતી.

"મેઘલાદાદા! હવે તો થાક લાગ્યો! વરસો તો સારું. તમે તો વીખેરાઇ જવાની પેરવીમાં છો."

ઘનઘોર વાદળાં મન મૂકીને વરસવાં લાગ્યાં.

રસ્તે જતાં સોહનસિંહ ભીંજાયો, પણ એને શાતા વળી. મુખી સાથે વાત કર્યા પછી એનું ઉર બળતું હતું.

"વરસાદની મારા પર અમીદૃષ્ટિ છે. નહિતર, આવા કટાણે વૃષ્ટિ થાય ખરી? મને વરસાદ ગમે છે." મન સાથે એ ગણગણ્યો. એની ખિન્નતા ચાલી ગઈ.

વરસાદ એ દિવસે મૂશળધાર વરસ્યો. અને ગામમાં કિચ્ચડ થયો.

---

## પ્રકરણ પાંચમું .˙. અન્યાયનો ન્યાય



**આખી** બપોર વરસાદ રહ્યો. ને આકાશ, ક્રોધે ભરાયેલ માણસ માફક, ગર્જતું હતું. લોકો પોતાના ઘરમાં બેઠા બેઠા આ વરસાદની ઝડીઓને નિરાશ વદને નિહાળતા હતા. ગામનાં હૃદયમાં આકાશ કરતાં વધારે શ્યામ તિમિર ઘેરાયું હતું. ને એ જ હૃદયમાં તિરસ્કારના વૈરાગ્નિની વિજળી ચમકતી હતી. વરસાદ ને વાવાઝોડાં જ દાવાનળ પ્રગટાવે છેને ? બંધ બારણે બેઠેલા લોકોની આંખો જાણે પડદા પાછળ છૂપાયેલા માણસો માફક, ડોકીયાં કરતી હતી. રસ્તા પર કોઈ ફરકતું નહોતું. કૂતરાં પણ ઓસરીનો કે ગાયની ગભાણનો આશ્રય લઈ સંતાઈ ગયાં હતાં.

અવારનવાર બે ત્રણ પોલીસો માત્ર રસ્તા પર દેખાતા. ને લોકોના મુખમાંથી ધૂતકારના બે ચાર શબ્દો નીકળી જતા.

આ અવાજ અને વરસાદના અવાજ સિવાય ગામ પર પ્રલયની વેદનાની શાંતિ ઊતરી હતી. મોં બંધ કરીને પરાણે લોકો પોતાનો ઘા સમાલતા બેઠા હતા.

ચોરાના વિશાળ ખંડમાં સોહનસિંહે કોર્ટ બેસાડી હતી. પોતે, ને હાથ નીચેના ત્રણ ફીટબાળા હવાલદારો–આટલાની એ કોર્ટ હતી.

એક ટેબલ પર થોડાંક કાગળીયાં પડયાં હતાં. ને એક પોલીસ હવામાં એ ન ઊડી જાય એની સંભાળ રાખતો હતો.

મુખી પણ આવી ગયા હતા. માસ્તરનો આગ્રહ હતો.

"તમારે મુખી જવું. એણે જ્યારે આવવાનું કહ્યું છે, ત્યારે જરૂર હાજરી આપવી."

"પણ એથી કાંઈ અર્થ સરવાનો છે? તખોજી છૂટવાનો હોય, તો હું જરૂર જાઉં."

"એને છોડાવવો, એ કાંઈ આપણા હાથની વાત નથી. પણ ત્યાં જવાથી તખોજીને આશ્વાસન આપી શકાશે. બધાનાં દેખતાં જ એને કહી શકાશે કે તે કશું ખોટું કાર્ય કર્યું નથી. તારો અવતાર સફળ થઈ ગયો છે. તમે નહિ જાવ તો આવ દિલાસો આપનાર પણ કોઈ નહિ રહે. એને હિમ્મત પણ કોઈ નહિ આપે, અને એ મૂંઝાઈ જશે."

માસ્તરની દલીલ કબૂલ રાખ્યા વગર મુખીનો છૂટકો નહોતો. એ આવ્યા તેથી સોહનસિંહને પણ નવાઈ થઈ—એણે મુખીને આવકાર આપી પોતાની પડખે બેસાડયા. 'તમે આવ્યા એ સારું કર્યું. તમારા આ સહકારની જરૂર કદર થશે. અમને તમારી સલાહ આ કેસ વખતે કામમાં પણ આવશે."

ખૂણામાં તખોજીને ઊભો રાખવામાં આવ્યો હતો. એની અકળ-વિકળ, વ્યગ્ર આંખો પોતાના પરિચિત માણસોને ઢૂંઢવા આમતેમ નજર નાંખતી હતી. એને હજી સૂઝ પડી નહોતી. મથુરને માર્યો તે પળથી આવી આપત્તિ આવશે, એવી ગણત્રી તેણે કરી ન હતી. પણ જ્યારે પોલીસ પાસે એણે સાંભળ્યું કે આ માટે ભારે શિક્ષા થશે—કદાચ અમલદાર ગોળીએ પણ દે, લશ્કરી અદાલતનો કાનૂન આવો હોય છે, ત્યારે એના હોશ ઉડી ગયા. એના મને આ હકીકત જ માનવાની ના પાડી.

મથુરને આ કેસ અંગે ખાસ આણવામાં આવ્યો હતો. એના હાથે, માથે હજી પાટા હતા. એને એક ખુરશી આપવામાં આવી.

મથુરે પોતાની જુબાની આપી: "હું સવારે ફરવા ગયો હતો. રસ્તામાં એક ખેતરની વાડ આગળ ઊભો હતો. મેં ત્યાંની બોરડી પરથી બે ચાર બોર પાડયાં, ત્યાં આ માણસ આવી પહોંચ્યો, ને મને ધમકાવવા લાગ્યો. મેં એને બોરની કિંમત આપવા માંડી પણ એ ઊલટો મારા પર ચીઢાયો ને મારવા લાગ્યો. એની પાસે ધારિયું હતું. એનાથી મારા પર ઘા કર્યો."

તખોજી વચ્ચે બોલી ઉઠયો: "સરાસર જૂઠું બોલે છે! એને મેં......"

"તારે વચ્ચે બોલવાની જરૂર નથી..." સોહનસિંહ આંખ કાઢી: "તારે જે કાંઇ કહેવાનું હોય તે તારો વારો આવે ત્યારે કહેજે."

"પણ આ તો હડહડતું જૂઠાણું......" તખોજી ચૂપ ન થયો.

"ચૂપ રહે." કડક અવાજે સોહનસિંહ બોલ્યો. ને તખોજી પાસે ઊભેલા પોલીસે એક ટપલી તખોજીને લગાવી દીધી.

દાકતરનો અહેવાલ રજૂ થયો. અહેવાલમાં માથાના અને હાથના ઘા ધારિયાના જ હતા, એમ લખવામાં આવ્યું હતું. ધારિયું પણ રજૂ થયું, ને એ ધારિયું તખોજીનું હતું, એ પણ પૂરવાર કરવામાં આવ્યું. સોહનસિંહે તહોમતનામું ફરમાવ્યું: "જો તખોજી! તારી સામે મથુરને મારવાનો આરોપ મૂકવામાં આવ્યો છે, ને પૂરવાર પણ થયો છે. તારે એ વિષે કંઈ કહેવું છે?"

તખોજી તુરત પોતાની જગ્યાએ જ ઊભો થઈ ગયો. "સાહેબ! એ જૂઠું બોલે છે. એ મારી પાસે શાકભાજી લેવા આવ્યો, ને ઝૂંટવવા માંડી. મેં એને વાર્યો, ત્યારે એને મને લાકડીઓ મારી. મારાથી સહન ન થયું, ત્યારે જ મેં ધારિયું ઉગામ્યું. એક તો મફતિયા માલ લેવો, ને ઉપરથી લાકડી મારવી! પછી સાહેબ! મારે શું કરવું? મારો બરડો હજી દુ:ખે છે." બરડો બતાવતાં તખોજીએ કહ્યું.

" આના કોઇ સાક્ષીઓ છે ?"

" સાક્ષી તો ક્યાંથી હોય? અમે બે જ જણા હતા ત્યાં."

" દાક્તરને બતાવ્યું હતું ? એની કાંઈ તપાસ છે ?"

" સાહેબ ! એને માટે ટાઇમ જ ક્યાં રહ્યો હતો ? બપોરે વાળુ કર્યું, ત્યાં તો આ લોક આવીને પકડી ગયા."

" તારી વાત માન્યામાં આવતી નથી." સોહનસિંહે પોતાનો અભિપ્રાય દર્શાવી દીધો. મુખી આ ન્યાયના નાટક તરફ જોઈ હસ્યા. આવી રીતે જ ન્યાય તોળવાનો હોય, તો ગામના કોઈ પણ માણસને ગુનેગાર ઠેરવી શકાય તેમ હતું.

" પણ મારો જો વાંક હોય તો પેલા પોલીસનો વાંક પણ ખરો ને ?" તખોજીએ બચાવરૂપે દલીલ કરવા માંડી.

" તેં મથુરને મારેલો એ વાત તો કબૂલ કરે છે ને ?"

" એ તો બરોબર, પણ પહેલાં..."

" બીજી વાત હું સાંભળવા માંગતો નથી. તારો ગુનો થયો છે, ને એ પૂરવાર થયો છે. ને ગામે આનો ગુનો કરેલો હોવાથી, એને દાખલો બેસાડવા તને ગોળીથી ઠાર કરવાની સજા ફરમાવું છું."

તખોજી અને મુખી આ ચૂકાદો સાંભળી સ્તબ્ધ થઈ ગયા. સોહનસિંહે મુખી સામું જોયું. મુખીને આ નરરાક્ષસ તરફ ભારે ક્રોધ ચઢયો હતો. એમણે મોં ફેરવી લીધું.

" તમે હું રીબાવવા માંગતો નથી. અત્યારે જ આ સજા અમલમાં આવી જશે." સોહનસિંહ મંગલસિંહે તરફ જોયું.

" જી !"

" ત્રણુ જણને તૈયાર કરો. ગામને પાદર જ એને ગોળી દેવાની છે. બધા ય માણસોને હાજર રહેવાનું ફરમાવો, ને ગામમાં દાંડી પીટાવો."

મુખી પોતાની જગાએથી ઊઠ્યા, ને કશું ય ગણકાર્યા વગર તખોજી પાસે ગયા.

"તખા!"

તખોજી મૂઢ બની ગયો હતો. એણે સજા સાંભળી હતી. એના મનમાં આવી આકરી સજા ઊતરતી નહોતી. બાવરી આંખે એણે મુખી સામું જોયું. મુખીના શબ્દોનો એણે કશો ઉત્તર ન વાળ્યો.

"તખા! તને શિક્ષા થઈ એ સાંભળી છે ને? હું ગામના મુખી તરીકે અહીં આવ્યો છું. તને કહેવા કે, આ માણસોનાં કામમાં અમારો હાથ નથી. આ માણસો આપણા દુશ્મન છે." મુખી 'દુશ્મન' શબ્દ બોલતાં થંભ્યા.

"સાહેબ! આમને બોલતા અટકાવવા જોઈએ." મંગલસિંહે સોહનસિંહને ફરિયાદ કરી.

"પાછળથી કહે એના કરતાં ભલેને મોં પર કહી નાંખે." એણે મંગલસિંહને સમજાવ્યો.

મુખીનો વાણીપ્રવાહ આગળ ચાલ્યો: "ગામની લડતમાં સાથ આપવાની શરૂઆતમાં મને બહુ ઈચ્છા નહોતી. ગામના દબાણને વશ થઈ મેં આગેવાની લીધી, પણ મારી દૃષ્ટિમાં અંધકાર જ ભર્યો હતો. મને સૂઝ નહોતી પડતી. કાંઈક કરવા વિશે મને ગમ પણ પડતી નહોતી. મનમાં એમ થયા જ કરતું કે અંગ્રેજ સરકાર આટલી હદે નહિ જાય. આવી કડક શિક્ષા વિષે મેં પહેલાં સાંભળ્યું ત્યારે ય મેં એની અવગણના કરેલી, ને કહેલું કે ચીભડાના ચોરને કાંઈ ફાંસીની શિક્ષા ન હોય. પણ આજે મારી આંખ ઊઘડી છે. ગામને તારા વર્તને રસ્તો બતાવ્યો છે. ગામને માટે હવે દિશા ઊઘડી ગઈ છે. તું અમારા ગામનો મરતાં મરતાં ય આગેવાન બનતો ગયો છે."

તખોજીની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. એની સમજમાં એનું ભાવિ હવે સ્પષ્ટ થવા લાગ્યું.

"કેમ ટુકડી તૈયાર થઈ ગઈ?" સોહનસિંહે પૂછ્યું.

"હાજી! બધા જ તૈયાર છે. ગામમાં બે માણસ દાંડી પીટવા ગયા છે."

"ચાલો, જઈશું?" સોહનસિંહે સૂચક નજરે મુખી તરફ જોયું. મુખીએ હૈયું કઠણ કર્યું હતું.

"તખા! માણસની માફક મરજે. મારા તરફથી તને અભય વચન છે કે, તને મારનારા આ દેશમાં હવે નિરાંતે નહિ સૂવે. એમને કાઢીને જ અમે જંપીશું. તારા બલિદાને અમને સહુને એકતારે બાંધી લીધા છે. મરતાં આંસુ ન પાડીશ, ને હિંમતથી ઊભો રહેજે. જા! અમારા આશીર્વાદ છે. પ્રભુ, તારા આત્માની સદ્‌ગતિ કરે!" મુખીએ એના માથા પર હાથ મૂક્યો. ને તખાએ એમને પ્રણામ કર્યા.

મુખી ગૌરવભેર ચાલી ગયા. ચોરામાં એક પ્રકારની શાંતિ—ગ્લાનિમય શાંતિ છવાઈ ગઈ. સોહનસિંહ પોતાની ખુરશી પરથી થોડો સમય માટે ઊભો પણ ન થઈ શક્યો. તેની શિક્ષાએ ગામના રોષને વજ્જર ગાંઠ વાળી હતી.

ગામમાં દાંડી પીટાઈ ગઈ. ગામના લોકે મોંમાં આંગળાં નાંખ્યાં. એક જાતની અરેરાટી સહુના દિલમાં આવી ગઈ, ને રોષ ભભૂકી ઊઠ્યો.

વરસાદ બંધ થયો હતો. આખું ગામ બહાર નીકળ્યું. બજારમાં જ માસ્તર આવીને ઊભા હતા.

"કોઈએ પાદર જવાનું નથી. આપણા વીરના મૃત્યુને આપણે અહીંથી જ બિરદાવશું. અહીં જ આપણે અંજલિ આપશું."

લોકો અસ્વસ્થ બન્યા હતા. અંતરમાં ધૂંધવાતો અગ્નિ શબ્દાકારે બહાર નીકળવા મથતો હતો. ટોળામાં ઝૂસો શરૂ થઈ. "ચોરો બાળી મૂકો!" "પોલીસોને મારીને હાંકી મૂકો!" "એમને જીવતા સળગાવો!" આવા અનેક પ્રકારના રોષયુક્ત સૂચનો થયાં. માસ્તરે

સહુને શાંત પાડયા: "ભાઈ! ઉતાવળ કયાં કરો છો? એનો સમય પણ આવશે. શક્તિ ભેગી કરી રાખો. આજના ટાણે આ શોભે પણ નહિ."

ગામની વિરાટ સભા મળી. નાથીને લઈ પટલાણી પણ આવી ગયાં. નાથીની આંખમાં આંસુ નહોતાં. આંસુ નીકળીને દમન-ધરતીમાં વિરામ પામ્યાં હતાં.

મુખી ધીરા પગલે સભામાં આવ્યા, ને બહારથી બંદૂકનો અવાજ આવ્યો. ને "ઓહ!" સભામાંથી એવો અવાજ નીકળી ગયો. કઠણ કાળજાના માસ્તરની આંખમાંથી આંસુ ટપકયાં.

થોડી વારે અંતરના અર્ઘ્ય અર્પી સભા વિસર્જન થઈ, ને આકાશમાંથી ધીરો ધીરો વરસાદ ટપકવો શરૂ થયો. ધરતીમાંથી સુવાસ આવતી હતી.

---

## પ્રકરણ છઠ્ઠું ∴ ∴ સંગ્રામ



**ગામમાં** દિવસો, અઠવાડિયાં ને મહિના, ટેકરી પર ભારે બોજ સાથે ચઢતાં માનવી માફક, પસાર થવાં લાગ્યાં. મિલિટરીની નજર હેઠળ રહેતા લોકોએ શાંત કિન્નાનો આરંભ કર્યો. ગામની વસ્તીને ખાડામાં ઊતારનાર, દુશ્મનને મદદ કરનારા માણસોના જાન જોખમમાં આવવા લાગ્યા. એમને ય આ જીવન દુઃસહ લાગવા માંડ્યું. કેટલાકે તો એમ ને એમજ ગામ છોડ્યું. લોકો બોલતા નહોતા, પણ એમના એ મૌનમાં જ ગંભીર ધમકી સમાઇ જતી.

ગામની ક્ષિતિજે મૃત્યુ આવીને ઘૂમતું હતું—ભક્ષ્યને ભરખવાની વાટ જોતું. ગામથી જરા દૂર આવેલી રેલ્વેના પાટાઓના બોલ્ટ ચાલ્યા જતા, ને અકસ્માતો બનતા. રસ્તાઓમાં કોઈકવાર ખાડાઓ ખોદાતા, અગર તો ઝાડ મૂકવામાં આવતા—ખાસ કરીને જ્યારે બહારગામથી લશ્કરી મોટરો આવવાની હોય, અગર તો ગામમાંથી સોહનસિંહના માણસો જવાના હોય ત્યારે. ચોરા પર બળતા કાકડા કોઇવાર ફેંકાતા; એકલદોકલ પોલીસ પર રીતસર પથરા પડતા; પોલીસના સરસામાનમાંની વસ્તુઓ અદ્રશ્ય થઈ જતી; પાલો—શાકભાજીમાં વારંવાર કીડા રહેતા. લોકોમાંથી કેટલાકને પકડવામાં આવતા, કેટલાકને મારવામાં આવતા, અને મૃત્યુનો ઓળો વધારે ગાઢ બનતો.

ગામના જુવાનીઆઓ છૂપી રીતે સરકીને શહેરમાં જઇ પહોંચતા, ત્યાંથી પત્રિકા પોસ્ટરો આણતા, ને ગામમાં ચોંટાડતા. વધારે સાહસી માણસોએ શહેરમાંથી બોમ્બદારૂગોળો બનાવવાની સામગ્રી એકઠી કરી, ને એમનું દળ જામ્યું. આ લોકો વેરની ઝંખના કરતા આજુબાજુ ફર્યા કરતા, પોલીસને સતાવતા; લાગ આવે ત્યારે પોલીસ–મથક પર હુમલો કરતા.

આજુબાજુના ગામમાં પોલીસથાણા વધવા માંડ્યાં. ઠેર ઠેર જાણે લશ્કરી છાવણીઓ બંધાવાં માંડી. સમગ્ર વિસ્તારને લશ્કરી અંકુશ નીચે આણવામાં આવ્યો, ને ઇન્કીલાબનો કાયદો પણ આ વિસ્તારમાં ઉગ્ર રીતે લાગુ થયો. પોલીસને જંપ નહોતો, ને ગામને પણ જંપ નહોતો. કો'ક કો'ક ઠેકાણે બોંબ ફૂટવા પણ શરૂ થઇ ગયા. એમાં ગામલોકો સંડોવાતા, ને ઇજા પામતા. પણ કોઇને એ વિશે લાગતું નહિ. સરકાર સામે વૈરના ભભૂકતા આતશમાં કોને નુકશાન થયું, એ જોવાય છે?

સરકાર તરફથી જુદા જુદા ઢંઢેરાઓ બહાર પડતા, આજ્ઞા-પત્રિકાઓ નીકળતી; દાંડી પીટી એની જાહેરાતો થતી. અનાજ કબ્જે લેવાના હુકમો થયા. દાંડિયા મારફતે પોલીસે પાકનો કબ્જો લેવો શરૂ કર્યો, ને ખેતરો વેરાન થવા માંડ્યાં. ઊભા મોલમાં કોઈ દીવાસળી નાંખી જતું, ને અગ્નિની વિરાટ ભૂખ સંતોષાતી. પાકના ગાલ્લાંઓ પર બુકાનીવાળા તૂટી પડતા, ને એક દાણો પણ ગાડામાં રહેવા પામતો નહિ.

અનાજ મેળવવા સરકારે ભારે કોશિષ કરવા માંડી. કેટલાક ઘર પર દરોડા પાડી, અનાજના કોઠારો જપ્ત કર્યાં; જૂના સમયની અનાજ ભરવાની કોઠીઓ સરકારે કબ્જે લેવા માંડી; એક બે વાર સરકારને હસ્તક આ કોઠારો આવ્યા. પણ ત્યાંથી યે અનાજ અદૃશ્ય થવા લાગ્યું. કોઠીઓ સાવ ખાલી રહેતી. ગામડામાં ભૂખમરો ન વ્યાપે એ માટે સરકારે જ દુકાનો નાંખવા માંડી.

દુશ્મન જ હવે ઘેરાયો હતો. ઘેરામાં પડેલા લશ્કર જેવી સ્થિતિ સોહનસિંહના માણસોની થઇ હતી. એક પળ માટે પણ ચોકીદારો ગાફેલ થઇ શકતા નહિ. રાત્રે સૂતી વખતે પણ પહેરો ગોઠવવામાં આવતો, ને રિવોલ્વર સાથે લઇને જ સૂવું પડતું. કો'ક પહેરેગીર જરા પણ જો અસાવધ થતો તો એનો સામાન કે એની બંદૂક ઊપડી જતી. એકબે વાર તો એને મોંએ ડૂચો મારી, ઝાડ સાથે બાંધી દેવામાં આવેલો, ને એની છાતી પર એક પત્રિકા ચોંટાડવામાં આવેલી: "અમારું ગામ છોડી ચાલ્યા જાવ! નહિતર આથી પણ વધારે ભૂંડી હાલત થશે."

દારૂ કે એવા કેફી માદક પદાર્થથી એને સદંતર દૂર રહેવું પડતું. પ્રારંભમાં આ વિષે કોઇ મનાઇ સોહનસિંહે ફરમાવી નહિ. પણ એક વખત એક પોલીસ બીડી પીવાથી બેભાન થઇ ગયો. એ બીડીમાં જ અફીણી પદાર્થ નાંખવામાં આવ્યો હતો. બીજીવાર એક જણ દારૂ પીને આવતો હતો. રસ્તામાં જ એને મરણતોલ માર પડયો. ત્યારથી આ પ્રતિબંધ મુકવામાં આવ્યો. આ પ્રતિબંધથી પોલીસો ત્રાસતા, રજાની માંગણી કરતા, રાજીનામું આપવાની ઇચ્છા દર્શાવતા. પણ લશ્કરી શિસ્તની પકડમાંથી છૂટવું મુશ્કેલ હતું.

એકલા તો કોઇથી લટાર મારવા કે ઝાડે જવા પણ જઇ શકાતું નહિ. ટોળીમાં જ એમનાથી નીકળી શકાતું, ટોળીમાં જ ગીતો ગાઇ શકાતાં. ચોરામાં એકલા બેઠા બેઠા ગીતનો સૂર પણ એક પ્રકારનો ભય પ્રગટાવી જતો.

એમની વાતચિતમાંથી ગામઠોકો ધીરેધીરે અદૃશ્ય થવા લાગ્યા. ફિન્નો દૂર થવા લાગ્યો. નવરા પડતા, વાર્તાલાપમાં સગાંવહાલાની, પોતાના મુલકની, ઘરની, કુટુમ્બની વાતો વધારે આવતી. કોઇ પોતાની બીબીને યાદ કરતું; કોઇ ગામની સોહામણી કન્યાની નજરની દિલબહેલાવનારી વાત કરતું; કોઇ શહેરમાં ઘૂમતી સુંદરીના નૂપુર-રવને સંભારતું; કોઇને અમ્માની વ્હાલસોઇ ગોદ યાદ આવતી;

કો'કને બહેનના નિર્દોષ તોફાનો સતાવતાં; કોઈને ગામનાં નદી, નાળાં ને ઝાડની રમતો સતાવતી. વાતોમાં ઉષ્મા ને દિલની કથની રેડાતી. માણસ, સિપાહીગીરી દિવસમાં અમુક વખત કરી શકે, વર્ષોમાં અમુક મહિના કરી શકે; પણ ચોવીસે કલાક, દિનરાત તો એ માણસ જ રહેવા માગે છે–સામાન્ય જગતનો સામાન્ય માનવી થવા જ એ ઝંખે છે.

ઘરની યાદ, મુલકની ઝંખના. કેટલી બધી તીવ્ર હોય છે! એમને આ ગામો તરફ, આ મથકની છાવણીઓ તરફ તિરસ્કાર આવ્યો હતો. ગામલોક તરફ પણ એવો જ તિરસ્કાર હતો. ગામલોક સાથે વાતચિતનો પ્રસંગ પડતો, ત્યારે એ અવિનયી, ઉચ્છૃંખલ થતા. ગામલોક પણ એમના તરફ એવો જ વર્તાવ રાખતા.

ગામના આ વિજેતાઓના દિલમાં ધીરે ધીરે ભય વ્યાપવા લાગ્યો. ભય એ પ્રકારનો હતો કે, હવે અહીંથી મુલક તરફ જઈ શકાશે નહિ. આખી જિંદગી હવે અહીં જ પસાર કરવાની રહેશે. આ કિન્નાખોરીના ક્રૂર વાતાવરણ નીચે, આ મૃત્યુની ઘેરી છાયા નીચે જ, જીવનની ઘાણી ફેરવવાની રહેશે. ગામલોકોમાંથી હાસ્યનો અવાજ આવતો, ને આ ભય વિશાળ બનતો; પવનનો ઝપાટો ઝાડના પાંદડાં હલાવતો, ને એમનાં હૃદય ઝબકીને જાગી જતાં. ગામલોકો દૃષ્ટિ ફેંકતા, ને એમનાં દિલમાં ચીરાડ પડતી.

ઘરના સમાચાર કાગળ મારફતે કોઈ કોઈ વાર મળતા; દેશના સમાચાર અખબારો મારફતે મળતા; રશિયાનો વિજય થતો હતો, રોમેલનું લશ્કર ઈજીપ્ત સરહદ પરથી પાછું ફરતું હતું, બર્લિન પર વિમાનોએ બોમ્બ ફેંક્યા હતા, બ્રહ્મદેશની સરહદે બ્રિટિશ લશ્કરે આગેકૂચ કરી હતી. 'સ્વતંત્રતા', 'પ્રજાસત્તાક', 'ન્યાયનાં' અવનવીન ઢંઢેરાઓ બહાર પડતા હતા. જ્યાં જ્યાં અન્યાય હતો, ત્યાં ત્યાં બ્રિટિશ સરકારે 'ઇન્કીલાબ' જગવવાની હાકલ કરી હતી; યુગોસ્લો-વિયા, બલ્ગેરિયા, ઝેકોસ્લોવેકિયા, પૅાલેન્ડમાં ય હિંદુસ્તાનની માફક

રેલ્વેના પાટા ઉખેડાતા હતા, થાણાંના જાન લેવાતા હતા. જાન કુરબાન કરતાં કોઇ અચકાતું નહિ.

ને આ દેશમાં? સરકારે નિવેદન કર્યું હતું કે, લોકોની ચળવળ તૂટતી જાય છે, બોમ્બમારાના અને રેલ્વે અકસ્માતના બનાવો ઘટતા જાય છે. કોંગ્રેસની મારફાડની ચળવળને મળેલો ટેકો ઓસરતો જાય છે. સરકારે નાઇલાજે કડક પગલાં ભર્યાં હતા. ચળવળ મરી ગઇ હતી!

આમાંના એકે ય સમાચારમાં એમને શ્રદ્ધા પડતી નહોતી. શ્રદ્ધા રાખવા ટેવાયેલા હોવા છતાં, દરેકને એમ થયું હતું કે, આપણા ગામમાં આવી જ સ્થિતિ થશે. કદાચ છોકરો પોલીસમાં હોવાને કારણે ગામલોકો એ ઘર ફૂંકી માર્યું હશે, ભાઇઓને માર્યા હશે. પણ એના સમાચાર સરકાર ઓછી આપવાની હતી! સરકાર વિજય સિવાય બીજા સમાચાર આપતી જ નહોતી.

આમ વિજેતાઓ ગામલોકથી ડરવા લાગ્યા. જ્ઞાનતંતુઓ પર બોજ વધવા લાગ્યો. રાત્રે અંધારાના બિહામણાં સ્વરૂપમાં એમને ગામની વિરાટ કિન્નાખોર આંખોના દર્શન થતાં, ને ખાલી જ ગોળી એ તરફ છૂટી જતી. આજુબાજુ પ્રસરતી નિઃસ્તબ્ધતા, શાંતિ એમને ખાવા ધાતી હતી. ત્રણ જણા તો એક રાતે જોરથી બૂમ મારી ઊઠયા. એમના મગજની હાલત અસ્થિર થઇ ગઇ હતી. સોહનસિંહને એમને શહેર તરફ મોકલી આપવા પડયા. ભય ધીરે ધીરે મોટા પડછાયા સાથે જ ફરવા લાગ્યો, ને કોઇ કોઇ વાર–હવે તો ઘણીવાર, સિપાહીઓના મોં પર ઘેરો વિષાદ છાઇ જતો.

સોહનસિંહ સિવાયના અમલદારો તાબાના માણસોનાં હૃદયનું પ્રતિબિંબ જ પાડતા હતા. એમની તાલીમ વધારે હતી, એમને દરમાયો વધારે મળતો હતો, એમને સમજણ પણ વિશેષ રહેતી. એ કારણે એમનો ભય પણ વિશેષ ઉગ્ર રહેતો. આ ભય જ એમના શરીરને, અને મનને નાગચૂડમાં લેતો. એમની ઇચ્છાઓ વધારે

વ્યાપક હતી, વધારે ઉગ્ર હતી. એમને લાગતું કે લોકદૃષ્ટિ એમના જ કર્મો પર સ્થિર થયેલી છે. તક આવે પહેલો ભોગ એમનો જ લેવાશે. મનની આજુબાજુ શોકે ઘેરો ઘાલ્યો હતો. એમાંથી છૂટવાનું એમને માટે સાવ અશક્ય બન્યું હતું. આવી પરવશતા, દીનતા, પામરતા એમણે કદી ય અનુભવ્યા નહોતાં.

ચોરામાંથી આનંદે વિદાય લીધી હતી. બારણા આગળ પહેરો હતો. અંદર એક જ ઢબે ખુરશીટેબલ ગોઠવાયેલાં પડયાં રહેતાં. રમતગમતના સાધન તરીકે પત્તાં પણ એક ખૂણામાં આરામ લેતાં હતાં. એ રમવા તરફ પણ કોઇનું મન વળતું નહિ. મથુરની વાંસળી, એની બેગમાંથી બહાર નીકળી શકી નહોતી. એને ય હવે લાગ્યું હતું કે, આ કળાનું સાવ વિસ્મરણ થયું હતું. અંધારાના વિસ્તીર્ણ પડછાયાએ જીવનનું ગ્રહણ કર્યું હતું.

સોહનસિંહના હાથ નીચેનો અમલદાર કિસનસિંહ ટેબલ પર બેઠો બેઠો કાગળ પર ચિત્રો દોરતો હતો—એને હવે જાણે ચિત્રો દોરવાની નિરાંત આવી ગઈ હતી! કોઈ એના આ કાર્યમાં ખલેલ પાડનાર નહોતું. મથુરનો ધાક હજી શમ્યો નહોતો. એ કિસનસિંહની પાછળ જ ઊભો ઊભો યુદ્ધપ્રચારપત્રિકાના ચિત્રો જોતો હતો. થોડે દૂર ઉસ્માન બેઠો બેઠો કપડાં સીવતો હતો, ને મંગળસિંહ ઘર લખવાના કાગળ માટે શબ્દો શોધવા માથું ખંજવાળતો હતો.

મથુરે વાતચિત આરંભી, પેલાં ચિત્રો તરફ નજર નાંખતાં: "આ કલકત્તાનાં ચિત્રો જોયાં? આંખ બંધ કરીને જોઇએ તો આખો રસ્તો નજર સમક્ષ તરી આવે છે."

કિસનસિંહે માત્ર 'હં' કહી જવાબ વાળ્યો. ઉસ્માને જરા ઊંચુ જોયું, ને પાછો પોતાના કામમાં ગૂંથાઇ ગયો. મંગળસિંહને શબ્દો તો હજી જડયા જ નહોતા. એ પેન્સિલ મોંમાં રાખી બેસી રહ્યો હતો.

"આ રસ્તાને છેવાડે એક રેસ્ટોરાં છે. કાં?" મથુરે વાત આગળ ચલાવી, "આ ચિત્રમાં તો નથી. પણ રસ્તો જોતાં જ એ યાદ આવે છે."

સોહનસિંહે માથું ઊંચકયા વગર જ જવાબ વાળ્યો: "મને ખબર છે ત્યાં 'બન' સારા મળે છે. એ બન સાથે ચા પીવામાં ટેસ્ટ આવતો."

મથુર જરા આનંદમાં આવ્યો. "એકલા બનની શી વાત કરો છો? ઉપર જ પેલો ટર્કીશ બાથ હતો ત્યાં!" એણે આંખ મિચકારી.

"ત્યાં શું?" ઉસ્માનો સોયદોરો ઊંચો મૂકયો."

"ત્યાં શું હોય વળી? તમને ત્યાં સુંદર મસાજ કરે. શરીર પર પેલી ખુશ્બોદાર છટાવાળી સ્ત્રીના મુલાયમ હાથ ફરે." એના મોંમાં પાણી વળતાં હતાં.

કિસનસિંહે ચિત્રો દોરવાનું બાજુએ મૂકયું. મંગળસિંહે પેન્સિલ ગજવામાં મૂકી દીધી.

"મને ત્યાંની એક છોકરી યાદ આવે છે." કિસનસિંહે તૂટેલો દોર સાંધ્યો: "લગભગ વીસેક વર્ષની હશે. એનો ગોળ, ગોરો ચહેરો ને નમણી આંખો હૃદયમાં સોંસરા ઊતરી જતાં. એ આંખોમાં જે પ્રવાહિતા જણાતી, એ તો અદ્ભુત જ હતી. એને જોવા માટે પણ મસાજ કરાવવા જવાનું મન થતું. કલકત્તા જઇશ, ત્યારે પાછો ત્યાં જ જઇશ."

"હવે તો ત્યાં શાની હોય?" મથુર બોલ્યો," કોક ઊઠાવી ગયું હશે. બીજાનાં નશીબ હમેશાં તેજ હોય છે. એક આપણે જ રહી ગયા."

"સરકારે અહીં બૈરાં પૂરાં પાડવાં જોઇએ." મંગળસિંહે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"કેમ? એકલા ગોઠતું નથી કે શું?" ઉસ્માને વાતમાં રસ લેવા માંડયો.

"લશ્કરમાં તો પૂરાં પાડે જ છે." કિસનસિંહે કહ્યું, " યુરોપમાં જ્યાં જ્યાં લશ્કર લડવા જાય છે, ત્યાં ત્યાં બૈરાંઓ હોય છે જ. ન હોય તો સરકાર સગવડ કરી આપે."

"આપણી સરકાર વધારે નીતિમાન હશે."

"એ તો કોણ જાણે! પણ સ્ત્રી વગર જીવન સૂનું લાગે છે. દીવા વગરના અંધારા ઓરડા જેવું લાગે છે."

"હું તો માનું છું કે સ્ત્રી વગર સંસાર પાર કરી શકાય જ નહિ."

"સ્ત્રી એટલે જિન્નત!"

વાતનો વિષય કિસનસિંહે વાળ્યો: "કોણ જાણે કયાં સુધી જનાવરોની માફક આ ડબામાં પૂરાઇ રહેવાનું થશે?"

"અહીં તો આ અંધારામાં માર્ગ દેખાવો મુશ્કેલ છે." ઉસ્માને ટાપશી પુરાવી.

"આ વખતે તો ડબલરોટી રસ્તામાં જ લૂંટાઈ ગઇ?" મંગલસિંહે વાત નાંખી.

"લૂંટી જનાર કોઈ હાથ લાગ્યો કે?" કિસનસિંહે પૂછ્યું.

'પાંચેકને પકડી મોટા થાણે મોકલી તો આપ્યા છે. એમાંથી એકાદ તો હશે ને?"

"નહિ હોય તો યે આપણે શું નિસ્બત છે? આપણે તો એમ જાણીએ છીએ કે, આ હપ્તે ડબલરોટી આપણને નહિ મળે. અને ચાનો પ્યાલો ખાલી જ ગટગટાવવાનો રહેશે."

"ખુદાની મહેરબાની છે કે, ચાનો પ્યાલો પણ મળે છે. બાકી આ ગામમાં તો એમ મળે એમ નથી." ઉસ્માન બોલ્યો. બહારથી 'હું' 'હું' ના અવાજો આવતા હતા. પવન વૃક્ષની ડાળીઓ અથડાવી, સુસવાટા બોલાવતો હતો કે, ગામના લોકો મૂંગો ઉપહાસ કરતા હતા, એ કળી શકાતું નહોતું. ઉસ્માન બંદૂક લઇને બહાર આંટો મારી આવ્યો. " કાંઇ સમજમાં નથી આવતું: ખાલી પવન છે કે લોકો બોલે છે?"

"મારા મગજ પર આ અવાજ હવે તો અસર કરે છે." કિસનસિંહે હૃદયની વરાળ કાઢવી. "જરા નિરાંત કે શાન્તિ હોય, ત્યાં તો તમારા હૃદયને કોરી નાંખે એવા આ તીરો કોઇ ફેંકે જ રાખે છે. મૂંગા મૂંગા લોકો વાત કરે છે, આપણું કાટલું કાઢવા કાવત્રાં યોજે છે. ક્યારેક આ અવાજ વધારે વ્યાપક બનશે. ક્યારેક એની વર્તુલ-દોર આપણી આસપાસ વીંટળાશે ને ડાચું છૂંદી નાંખશે. લોકો મારામારી કરે એ આનાં કરતાં વધારે સારુ."

"હવે તો ઘરના કાગળ પણ બહુ ઓછા આવે છે. પંદરે દિવસે આ વખતે એક કાગળ આવ્યો. ને શું લખવું એ પણ સૂઝતું નથી." મંગળસિંહે પોતાની વાત ચલાવી.

"ઘરની હાલત કોણ જાણે કેવી હશે! સરકાર ક્યાં આપણને ખબરે આપે છે?" ઉસ્માને ચિંતા વ્યક્ત કરી.

"હવે તો આ નરકમાંથી છૂટાય તો સારું." મથુરના મોં પર શોક હતો. ઘડી પહેલાંનો આનંદ વિસરાઇ ગયો; ઘરની વાત આનંદને ભરખી ગઈ.

"એ તો જ્યાં સુધી આનો અંત આવે નહિ, ત્યાં સુધી આમાં જ સડયાં કરવાનું! પછી અહીં કોણ રાખવાનું છે?" કિસનસિંહ બોલ્યો.

"રાખે તો યે કોને રહેવું છે?" મંગળસિંહે નામરજી દર્શાવી.

છાપરા પર એક પથરો આવીને પડયો, ને મોટો અવાજ થયો. બધા સાવધ થઈ ગયા. બહારથી એમનો કામ કરનાર નોકર, રેવલો અંદર દોડી આવ્યો. એનું અંગ ધ્રૂજતું હતું.

"કેમ શું થયું?" કિસનસિંહે રિવૉલ્વર બહાર કાઢતાં પૂછયું.

"કાંઈ નહિ, સાહેબ!" બોલતાં બોલતાં રેવલાની જીભે સોચા વળતા હતા.

"તો આમ કંપે છે કેમ?"

રેવલાએ છાપરા સામે નજર ફેંકી: છાપરા પર માત્ર પત્થર જ પડયો નહોતો પણ એક સળગતી મશાલ પણ આવીને પડી હતી.

બધા બહાર ધસી ગયા. ઉસ્માન તાબડતોબ છાપરા પર ચઢી ગયો, ને કશું પણ બને એ પહેલા મશાલ બૂઝાવી નાંખી.

સોહનસિંહ અંદરથી બહાર આવી પહોંચ્યો હતો. કિસનસિંહે તરત જ સલામ ભરી.

"કેમ, શું થયું?'

"છાપરા પર સળગતી મશાલ કોઇએ ફેંકી, પણ કશું નુકશાન થયું નથી. ઉસ્માને બૂઝવી નાંખી."

"ઠીક કર્યું." સોહનસિંહે ટૂંકો જવાબ વાળ્યો, ને પાછો ફર્યો.

એકાએક મથુરે બૂમ મારી. એની આંખો લાલ થઈ ગઇ હતી, "મારે અહીં નથી રહેવું. મારે ઘેર જવું છે; મારાથી આ નથી વેઠાતું." એનો અવાજ આખા ચોરામાં ગાજી રહ્યો હતો. એ ઉશ્કેરાયેલો હતો.

"કેમ, તને શું થયું?" કડક અવાજે સોહનસિંહે પૂછયું. એની આંખોમાં પણ એવી જ સખ્તાઇ હતી.

મથુર ઢીલો થયો. પણ એની આંખોમાં હજી ય એવી જ લાલાશ હતી.

"આ ગામ મને ખાવા ધાય છે, સાહેબ! મને અહીંથી રજા આપો. હું તમારો ઉપકાર જીવનભર નહિ ભૂલું."

"તું વાત કરે એ સામે વાંધો નથી. પણ બોલતી વેળાએ ધ્યાન રાખવું જોઇએ. અહીં ચોપાસ દુશ્મનો વસે છે. આપણી વાતો સાંભળે તો એ કેવું માનશે? તમારા બધાના માટે કેવો ખ્યાલ બાંધશે? એ લોકોને થશે કે આપણે થાકયા છીએ, આપણા મગજ પર ભાર વધતો જાય છે, અહીંનું વાતાવરણ ખમાતું નથી. એથી તો એમને ઉત્તેજન મળશે."

સોહનસિંહના અવાજમાં નરમાશ આવી. મથુરે માથાના વાળ ફેંદયા. "સરદાર ! દુશ્મનોની વાત તમે કરો છો. દુશમનો કયાં નથી? અહીં તો ચારે બાજુ દુશ્મન જ વેરાયેલા પડયા છે. ઉપર, નીચે, જ્યાં નજર પડે છે, ત્યાં દુશ્મન સિવાય મને તો દેખાતું જ નથી. આપણી કઇ વાત એ સાંભળતા નથી? કાનમાં બોલીએ છીએ, એ વાત પણ એમની પાસે જાય છે. અહીં આ હેરાનગતિ વેઠાતી નથી. સદા જોખમમાં જીવી શકાય. પણ આવા ભય વચ્ચે કેવી રીતે જીવાય!"

"સારું, સારું ! આપણે આનો નિકાલ કરીશું. આમ આકળો થઇશ, એટલે ભય દૂર થવાનો છે? તમારે બધાને માટે સિગરેટના પેકેટો મેં મંગાવ્યાં છે. તમારી મુશ્કેલીઓ દૂર કરવા અંગે પણ મેં લખ્યું છે. થોડા થોડા માણસો રજા લઇને શહેરમાં જઇ આવે એવી ગોઠવણ કરવા મેં થોડાક નવા માણસો મંગાવ્યા છે." સોહનસિંહે આશ્વાસન આપ્યું.

સોહનસિંહના ચાલ્યા ગયા પછી ઓરડામાં થોડો સમય શાંતિ છવાઇ. સહુ ચૂપ બેસી રહ્યા. સોહનસિંહે આપેલા સમાચાર આશાજનક હતા, પણ આવી આશા ઘણીવાર ઊગી ને આથમી હતી. એમને બધાને અહીં જાણે અનંત સમયથી રોકાવાનું થયું હતું. આ સીમાહીન આકાશને કોઇ છેડો જ લાગતો નહોતો.

કિસનસિંહે શાંતિનો ભંગ કર્યો:

"બીજા સ્થળે ખાસ કંઇ તોફાન થતું હોય એમ લાગતું નથી. છાપાંઓ પરથી એમ લાગે છે કે ચળવળ દબાઈ ગઈ છે. એક અહીં જ આટલું ધાંધલ થાય છે."

"અહીંના ખબર તો છાપામાં આવે છે ને?" ઉસ્માને પૂછ્યું.

"અહીંના ખબર તો નથી આવતા. પણ અહીં તો આપણી આંખે આપણે જોઈ શકીએ છીએ ને?"

" એવું જ બીજા સ્થળનું પણ હશે. ત્યાંની ય ખબર સરકાર છાપામાં આપતી હશે, એની શી ખાત્રી ?"

દલીલ સાચી તો હતી.

" બીજે ઠેકાણે પોલીસદળ વધારે હશે. સરકારે વધારે સગવડ આપી હશે. " મંગળસિંહે પોતાની હાલત રજૂ કરી.

" એક આપણાં જ નશીબ ફૂટેલાં !"

" મને ગઈ કાલે સ્વપ્નું આવ્યું હતું. " મથુર બોલ્યો. પણ એના મોં પર હજી પ્રફુલ્લતા આવી નહોતી. અંધારાના ઘેરા પડછાયા હજી એના મોં પર દોરાયા હતા

" હવે એ સ્વપ્નાં સ્વપ્નાં જ રહેવાનાં છે. એની વાત છોડોને." મંગલસિંહે વાત કરવા માંડી.

મથુર હસ્યો. એના હાસ્યમાં સૂકાં પાંદડામાં વહેતા પવન જેવો તીણો ભયાનક અવાજ હતો—ચાંદરણામાં લાંબા પડછાયા દોરાતા હતા, ને વડના ઝાડે ઘુવડ બોલતું હતું. કોકના મરશિયા ગાતું હોય તેમ.

એકાએક એ વાત કરતો અટકી ગયો. છાપરા પર ધબાક દેતો અવાજ થયો. બીજી મશાલ આવીને પડી હતી.

મથુરનું હાસ્ય થંભી ગયું. ભયગ્રસ્ત આંખે એણે છાપરા તરફ જોયું. છાપરાની એક કિનાર સળગી હતી. બહાર બૂમાબૂમ થતી હતી.

મથુરે હૃદયભેદક ચીસ નાંખી : " મારે ઘેર જવું છે."

એનો પડઘો પડતો હોય તેમ છાપરા પરની છતમાંથી ચિચૂડ કરતો અવાજ આવ્યો.

---

## પ્રકરણ સાતમું .·. .·. વૈરનો અગ્નિ



ગામના છેવાડે ઠાકરડાવાસ હતો. એ વાસમાં ય બેત્રણ લત્તા હતા. એવા એક લત્તામાં છેક અંતભાગમાં તખોજીનું મકાન આવેલું હતું. મકાનમાં તખોજીના મૃત્યુ પછી નાથી એકલી જ રહેતી હતી. ઠંડી જામતી હતી. તે અંધારી રાતે આવા લત્તામાં ફરકવાની કોઇની હિમ્મત પણ ચાલતી નહોતી. ગામમાં રાત્રે બહાર નીકળવાની મનાઇ કરતો 'કરફ્યુ' સરકારે બહાર પાડયો હતો. મકાનો આ અંધારી રાતમાં સ્મશાનમાં ઊભેલા શીમળાના ઝાડ જેવાં ભયંકર લાગતાં. માત્ર ભરી બંદૂક સાથે ગામમાં પાંચ પાંચની ટોળીમાં બે ટુકડીઓ રોન મારવા ત્રણેક કલાકને આંતરે આ લત્તાના અગ્રિમ ભાગ સુધી આવી પાછી જતી. છેક સુધી જવાની એમની જરૂર ન જણાતી; કદાચિત્ ઠંડી કે તખોજીના ભૂતનો અવાજ એમને કમકમાવતા હશે ! પણ એ વાસ આવતાં જ એમના પગ શિથિલ થતા, ને ત્યાંથી જ પાછા વળી જતા. દૂર સુધી નજર નાંખતાં અંધકાર જ દેખાતો—માત્ર એક છેવાડેના ઘરનાં દીવેલનું કોડિયું ટમટમ બળતું. આ આછો પ્રકાશ સ્મશાનની ચિતા જેવો દેખાતો, ને જોનારાને દઝાડતો. પોલીસ એકબીજાની સામું જોઈ, મનનો ભય છુપાવવા મૌનનો આશ્રય લઈ પાછાં પગલાં ભરતા.

આ લત્તા સિવાય ટુકડી અંદર અંદર વાત કરતી. ઈચ્છાઓ, અરમાનો, સ્વપ્નાંઓ અને નિરાશાઓ; સુંદર નાઝનીન અને સ્વપ્રાંતની રમણીયતા, ઘરનાં માતાપિતા અને કાગળપત્ર; આ બધું એમની વાતોમાં સહજ આવી જતું. ગામ તરફ ધિક્કાર વ્યક્ત થતો, ને જાત તરફ કોઈ કોઈ વાર તિરસ્કાર છૂટતો. જીવન આ ગામના ફરકડું જેવું જ નીરસ થઈ ગયું હતું. નિર્જન રસ્તાની શૂન્યતા સિવાય બીજો કોઈ સાથી જ તેમને મળતો ન હતો.

નાથી મોડી રાત સુધી દીવેલના કોડિયે કપડાં પર ભરતકામ કરતી. આ સિવાય આજીવિકા માટે બીજું કાંઈ શક્ય નહોતું. તખોજીની વાડી પર તો એનાથી જઈ શકાતું નહિ. ગામલોક તરફથી એની વાડીની સંભાળ રખાતી, ને એની ઊપજ નાથીને ઘેર આવી જતી. પણ એટલામાંથી એનું પૂરું થવા સંભવ નહોતો.

ઘરમાં બે ઓરડા હતા. એક ઓરડામાં કોઠીઓ ને સરસામાન પડયો રહેતો. બીજામાં એ પોતે રાંધતી ને બેસવાનું રાખતી. રણછોડજીની છબી સાથે તખોજીની એક છબી પણ એણે ગોઠવી હતી. ભગવાન સાથે પતિના નામનું સ્મરણ એ સદા ય કરતી.

નાથી અંધારી રાત્રીએ દોરા ભરતી હતી. બહાર રાત્રી સૂમસામ પોતાનું કામ કર્યે જતી હતી. આકાશના કબ્જે બટન ગૂંથાતાં હતાં.

એકાએક નાથીનું ધ્યાન બારણા તરફ ગયું. તેનાં હાથ થંભી ગયા. કોક બારણાં ખખડાવતું હતું. એનાં મનમાં ધ્રાસકો પડયો. થોડાક જ સમય પર કુકડીનાં પગલાંનો અવાજ આ લત્તા તરફ આવી ગયો હતો. એમાંથી કોક આવ્યું હશે! એનાં અંગમાં ભય વ્યાપ્યો. એ પોતાની જગ્યાએથી ઊઠી.

"કોણ છે?" બારણું ઊઘાડતાં પહેલાં એણે પૂછયું.

"કોઈ નહિ; હું, પશી." બહારથી જવાબ આવ્યો.

તુરત જ નાથીએ બારણું ઊઘાડયું. આ સમયે પશી આવે એથી એને અજાયબી થઈ. પશી ઝડપથી અંદર દાખલ થઈ ને બારણાં દઈ દીધાં. પશીએ રબારીનો ધાબળો અંગ પર લપેટયો હતો.

સાદડી પર નાથીએ પશીને બેસાડી. "પશી ? અત્યારે કયાંથી ? આ સમયે ? આવી ઠંડીમાં ને પોલીસ રોન ફરતી હોય ત્યારે આવવામાં તે ભારે હિંમત કરી બાઈ!"

"શું કરું ? આ લોકો આવ્યા છે, ત્યારથી ત્રાસ પડે છે. પણ કામ હોય તે કાંઈ ચાલે ?"

"ઊભી રહે, હું ચૂલો ચેતવું. તાપણું કરીશ એટલે ઠંડી ઓછી થશે." નાથી ઊભી થઇ. પશીનું અંગ ધ્રુજતું હતું.

"રહેવા દે, હમણાં આ ટાઢ શમી જશે."

"હજી છાણાંની તાણ પડતી નથી." નાથી અંદર ગઈ, ને થોડાં છાણાં લઇ આવી ચૂલો ચેતાવ્યો. બન્ને ચૂલા આગળ આવી બેઠાં.

"હું એક ખાસ કામ માટે આવી હતી."

"શું ?"

"હમણાં થોડા વખતમાં માસ્તરકાકા અને મુખી અહીં આવે છે."

નાથીનાં મોં પર આશ્ચર્ય ફેલાયું.

"અહીં ? મારે ત્યાં ?"

"હા."

"કેમ ?"

"બીજા બે જુવાનિયા પણ આવવાના છે. શહેરમાંથી આવ્યા છે. આજે આખો દહાડો મારે ઘેર મેં રાખ્યા હતા. એ માસ્તર-કાકા અને મુખીને મળવા માગે છે."

"તું એ બન્નેને મળીને આવી?"

"હા! આજે બપોરે ખબર કરી આવી છું. જરા ગાઢો પહોર થશે એટલે બન્ને આવશે. આ સિવાય બીજી એકે સલામત જગ્યા નહોતી. ચાલ ત્યારે હું જઈને એમને અહીં લઈ આવું." એ ઊભી થઈ

"તું ભારે હિંમતવાન છે. આ બધું કામ કરવાની ગડ તારામાં ક્યાંથી આવી? મારાથી આવી રીતે નીકળાય જ નહિ?"

જતાં જતાં બારણા આગળ પશીએ ઊભાં રહી જવાબ આપ્યો. "શું થાય બેન! ગામમાં હવે મરદ ઓછા રહ્યા છે. રોજ એક બે, એક બેને પોલીસ પકડી જ જાય છે. મંછાબા પણ હવે આવા કામ માટે બહાર પડયાં છે. ગામના શિયળનું રક્ષણ કરવાની જવાબદારી આપણે માથે જ આવી છે."

"હું તમારી વાટ જોતી બેઠી છું, ને અંદરનો ઓરડો સાફ કરાવી રાખું છું."

પશી ગઈ એટલે બારણું અડકાવી, દીવો લઈ નાથી અંદરના ઓરડામાં ગઈ, ને ડામચિયો વગેરે ઠીકઠાક કરવા માંડયો. માટલાં કોરાણે મૂકી દીધાં. કચરો કાઢી નાંખ્યો. એકાએક બહારનું બારણું ખખડયું.

આટલા જલદી આ લોકો આવી પહોંચશે એમ એણે માન્યું નહોતું. એણે ઝટપટ એક સાદડી પાથરી દીધી, ને માથે ઓઢી બારણું ઊઘાડવાં આવી.

બારણું ઊઘાડતાં જ એ ચમકી. બારણા આગળ માસ્તર, મુખી, નાથી કે છોકરાઓ કોઈ નહોતું, પણ મથુર હતો. એના યુનિફોર્મમાં એને ભય લાગ્યો. એણે બારણું બંધ કરવા પ્રયાસ કર્યો. મથુરે બારણા વચ્ચે જ પગ મૂકયો. નાથી અંદર હટી ગઈ.

"તમારે કોનું કામ છે?" નાથીના મો પર ભયમિશ્રિત રોષ હતો.

મથુરે ઓરડામાં પગ મૂક્યો : "હું તને કશી ઇજા કરવા નથી આવ્યો." એના અવાજમાં મૃદુતા હતી. "બહાર ઠંડી ઘણી છે. રોન ફરતા અહીં દિવો જોયો. થયું કે જઇને ચાની માંગણી કરું. હું તને જરા યે નહિ રંજાડું. હું અહીં છાનોમાનો બેસી રહીશ. ત્યાં રહીને હું કંટાળી ગયો છું......"

"અહીં કોઈ મરદ નથી. હું એકલી છું." નાથીએ ઉત્તર વાળ્યો : "ગામે તમારો બહિષ્કાર કર્યો છે. તમને પાણી પાવાનો ય હુકમ નથી."

મથુરે માથેથી ફેંટો નીચે મૂક્યો, ને લાઠી બાજુએ રાખી. "આપણે આ લડાઈ ઘડીવાર ભૂલી જઇએ. ઘડીવાર માટે જ આપણે માણસ થઈ, થોડી વાત કરીએ. આખરે માણસ લડાઈમાં જીવન નથી ગુજારતો. એને બૈરીછોકરાં જોઇએ, ઘરબાર જોઇએ. માણસ લડાઈથી આખરે થાકે જ છે."

"આ લડાઈ અમે તો માંડી નથી. તમે ગામ પર ચઢાઈ કરી છે. ગામનો કબ્જો લીધો છે. ગામની રંજાડ આદરી છે. ગામના માણસોને જેલના સળિયા પાછળ બંધ કરવા માંડ્યા છે." નાથીની જીભ પર વાક્યો ચઢવા માંડ્યાં. એનો ઘડી પહેલાંનો ભય નાશી ગયો. આ માણસને બરોબર સંભળાવવું જ જોઇએ, એમ એને થઈ ગયું.

મથુર લાકડાના ખોખા પર બેઠો. એના મોં પર ખિન્નતા આવી હતી.

"તમારા બધાની લાગણી આવી થાય એ હું સમજી શકું છું, પણ લડાઈમાં આથી વધારે આપદા વેઠવી પડે છે. આખા ગામનાં ગામ તારાજ થઈ જાય ને લડનારાનાં હૃદય પત્થર જેવાં બની જાય.

મારાથી એવા પત્થર નથી થવાતું. જિંદગીમાં એવી સુંવાળપ હશે, એવી કૂણી લાગણી હશે, ઘરના કુટુંબનું વ્હાલ હશે. એટલે તો આ વાતાવરણ ભૂલવા મથું છું. એમ થાય છે કે આ ગામ છોડીને, નોકરી છોડીને ભાગી નીકળું, ને ઘર ભેગો થઈ જાઉં. એમ પણ થાય છે કે મેં વળી આવી લશ્કરી નોકરી ક્યાં સ્વીકારી? મને એવી કુમતિ ક્યાંથી સૂઝી?" એ બોલતાં બોલતાં થોડીકવાર થંભ્યો, ને પાછું સંભાષણ આગળ ચલાવ્યું: "પણ એકવાર ખાડામાં પડયા પછી નીકળાતું નથી. વધારે ઊંડાને ઊંડા જવાય છે, ને લાગણીઓને જડ બનાવવી પડે છે. માણસને મારવાનો તો અમારો ધંધો છે. લોહી જોતાં કમકમાં આવે, એને અમારા શબ્દકોશના કાયરતા કહેવાય છે. નોકરી છોડી દઈએ તો સરકાર પકડીને જેલના સળિયા પાછળ બંધ કરી દે. હુકમ ન માનીએ તો કોર્ટમાં કેસ કરવામાં આવે." એના અવાજમાં હતાશા છવાઈ હતી.

"જમાદાર! હું કોણ છું એની ખબર છે?" ભીંતને અઢેલી ઊભી રહેતાં નાથી બોલી. દીવાના આછા પ્રકાશમાં એનું ઘઉંવર્ણું વદન વધારે સુંદર લાગતું હતું. એનો દૂબળો ફિક્કો દેહ આકાશમાં દોરાતી જ્યોતિરેખા જેવો પ્રકાશવંતો લાગતો હતો.

"ના! કેમ? એની સાથે મારે શું સબંધ છે? તું અહીં એકલી રહે છે એ હું જોઈ શકું છું. હું ત્યાં બધા વચ્ચે રહું છું, છતાં એકલતા લાગ્યા કરે છે."

"એ તો જોઈ શકાય છે."

મથુરે મોં લૂછ્યું. એના અવાજમાં એક પ્રકારનો વાત્સલ્યભાવ આવ્યો. "મારે સમભાવ જોઈએ છીએ. ત્યાં જાણે ખાવા ધાય એવું ભયંકર વાતાવરણ છે." એના મોંમાંથી શબ્દો ઝરતા હતા, "ધીરેધીરે ત્યાં તિરસ્કાર અને વેરની જ ધૂનમાં આ એકલતા વધારે સાલે છે. હું અહીં બેસું એમાં વાંધો નથી ને?"

ના પાડવાનું મન નાથીને ન થયું. " થોડીવાર બેસો. અહીં ય લોકો વસે છે."

મથુરે બીડી ચેતાવી.

" તમને ખબર છે, તમે મારા ધણીને મારી નાંખ્યો છે." એકાએક બોમ્બ ફૂટયો હોય એવો ઘા મથુરના માથે થયો. એ ખોખા પરથી ઊભો થઈ ગયો.

" શું ?"

" હા ! અને તમને એની ખબર પણ છે. કોઈને મારવા માટે એને ગોળીએ દેવામાં આવ્યો. એટલી જ એની કસૂર."

મથુરની દૃષ્ટિ આગળ એક પછી એક બનાવ કિતાબના પાનાં માફક ઊઘડવાં લાગ્યાં. તખોજી સાથે રકઝક, ધારિયાનો ઘા, અદાલતની જુબાની, તખોજીનું મોત, ગામનો રોષ, એ બધામાં પોતે પણ ઓછો કારણભૂત નહોતો શું ? એણે જો આવી જુબાની આપી ન હોત, તો નાથી વિધવા થઈ હોત ખરી ? ગામમાં આટલી મુશીબત વેઠવી પડત ખરી ?

" મને ખ્યાલ આવે છે. જે માણસ સાથે તખોજીને મારામારી થઈ એ હું જ." ગુનાનો એકરાર કરતા ભાવે એ બોલ્યો. એ ઓશિયાળો થયો હતો. " તમને બધાને મારા પર વધારે તિરસ્કાર કેમ હશે તે પણ સમજી શકાય છે. મારું કોઈ ખૂન કરે, અને એ ખૂની માટે મારા કુટુંબીઓ કેવો ભાવ રાખે ? પણ એમાં મારો દોષ નથી."

નાથીના ફિક્કા મોં પર શોકઘેરું સ્મિત આવ્યું.

" આપણે કયાં કોઈનો દોષ જોવા બેઠા છીએ. સહુ સહુના કરમમાં લખ્યા પ્રમાણે થાય છે."

મથુર ઊભો થયો. " મારે હવે જવું જોઈએ, મને આ વાતની ખબર જ નહિ. નહિતર અહીં ના આવત. મારે હૂંફ જોઈતી હતી.

કોકના મુખેથી સ્નેહના શબ્દો સાંભળવા હતા. અહીં બધું મળે છે. પણ આ ભૂખ શમતી નથી. અહીં કદાચ મળશે એમ માન્યું હતું."

"અહીં તો વહેણુ સુકાઈ ગયાં છે." નાથી ફિક્કા અવાજે બોલી. એનાં અવાજમાં થોડા સમય પહેલાં હતી એવી ઉષ્મા પણ નહોતી.

"અમે સૂકવી નાખ્યાં છે. અમારા પર આ બધાં પાપ તોળાશે જ. કોક દિવસ અમને એ ભરખી જશે. સરકાર આ વિષે આટલું જ સમજે તો ?" એ બારણા આગળ આવી ઊભો રહ્યો.

"જ્યારે તમારા જેવા માણુસ એની નોકરી કરવા જાય પછી સરકાર સમજતી હશે ? સરકાર એટલે તમેને ! અહીં સરકારનો કયો માણુસ આવ્યો છે ? બધા જ આ દેશના છે, આ દેશની માટીમાં બનેલા છે, એમાં જ ઊછરેલા છે. એ કોઈ ન આવ્યું હોત તો સરકાર ક્યાંથી આવવાની હતી ? સરકારનું રાજ્ય એક દિવસ પણ ટક્યું હોત ખરું ?"

મથુર શરમથી માથુ નીચું ઢાળી સાંભળી રહ્યો. એની આંખમાં આંસુ આવ્યાં.

"હું મારી નબળાઈ જાણું છું. પણ સાચું કહું છું. મારું ચાલે તો એક દિવસ પણ આ નોકરી ન કરું. મારે સાચેસાચ આ ગામમાં રહેવું નથી, અને નોકરી કરવી નથી. મારે ઘેર જવું છે." એ બારણું ઊઘાડી, બાંય વડે આંસુ લૂછતો બહાર નીકળી ગયો.

આ ઠંડીમાંથી પાછા બોલાવી ચા પાવાનું દિલ નાથીને ઘડી-ભર થઈ આવ્યું. એના મોંમાંથી એવો ટૂંકો પણ ધીમો શબ્દ નીકળ્યો. મથુર ચાલી ગયો હતો.

એને ચાલી ગયાને એક મિનિટ પણ નહિ થઈ હોય ને પશી આવી. ઘડીભર તો નાથી એને જોઈ શકી પણ નહિ.

"કોણ હતું નાથી ?" પશીના અવાજમાં શંકાયુક્ત કુતૂહલ હતું.

"તું પેલા માણુસોને બોલાવી ન લાવી ?"

"લાવી છું, પણ મકાનના પડછાયા નીચે ઊભા રાખ્યા છે. અહીં તારે ત્યાં અવાજ સંભળાતો હતો એટલે સાવચેતી ખાતર હું એકલી જ આવી."

માસ્તર અને મુખી આવી ગયા. એમના મોં પર કાળ હતો. બન્ને જણાએ ફાળિયા બાંધ્યા હતા અને હાથમાં લાકડીઓ હતી.

"કેમ નાથી ? કેમ પશી ? પેલા માણુસો આવી ગયા ?" માસ્તરે આવતાવેંત જ પૂછયું.

એક મિનિટમાં જ પશી પેલા માણુસોને બોલાવી લાવી. બન્ને જણા શહેરમાંથી આવ્યા હતા—ચુફતેગો કરવા માટે. બન્ને જણાએ ગામડાનો વેશ પરિધાન કર્યો હતો. ગામમાં જુદા તરી ન અવાય તે માટે.

"અમે અંદર બેસીએ છીએ. પશી ! તું બહાર ધ્યાન રાખ, ને રોનવાળા આવે તો ખબર આપજે. નાથી ! તું અહીં આ ઓરડીમાં તારું કામ કરતી બેસી રહે. કોઈ અંદર આવી જાય તો બેબાકળી ન બનીશ, અને સ્વસ્થતાથી ઉત્તર આપજે. અમે અંદર બારણું બંધ કરી બેઠા છીએ." માસ્તરે એક પછી એક સૂચનાઓ આપી દીધી. "આવો આપણે અંદર જઈએ." છોકરાઓ તરફ ફરીને એમણે કહ્યું.

એ ચાર જણુ અંદર ગયા ને નાથી પોતાના કામે વળગી.

શહેરમાંથી આવેલા જુવાનિયાઓમાંથી એકે—શિરીષે—વાત શરૂ કરી.

"અમને ત્યાં તમારો સંદેશો મળ્યો. અમે પત્રિકા પોસ્ટરો લાવ્યા છીએ, ને થોડી બીજી સામગ્રી પણ આણી છે. તમને બનાવટ શીખવતા જઈશું. તમારે અહીં તૈયાર કરી લેવું પડશે."

"એ તો મુશ્કેલ થશે. કારણ કે એક તો અહીં એવા હોશિયાર જુવાનિયા નથી, અને આ ગામ પર એવો સખ્ત ચોકી પહેરો રહે છે, કે એને માટે સલામત જગ્યા શોધવી મુશ્કેલ છે." મુખીએ મુશ્કેલી રજુ કરી.

પણ માસ્તરે જુદી જ વાત રજુ કરી.

"એવા સાધનોની અમારે જરૂર પણ ઓછી છે. એથી આપણને લાભ થાય એમ હું માનતો નથી."

"એમ કેમ?" શિરીષને નવાઈ થઈ. "અમારે ત્યાં તો બધા આની પાછળ જ પડયા છે. રોજ રોજ આવા ધડાકાઓ થાય છે."

"ને આપણા માણસો જાન ગુમાવે છે" માસ્તરે ઉમેરી આપ્યું.

"એ તો થોડા માણસોને વેઠવું પણ પડે, એવા ભોગ વગર સ્વરાજ્યનો આ આદર્શ સિદ્ધ થઇ શકે જ નહિ." શિરીષ સાથે આવેલા વસંતે જવાબ આપ્યો.

માસ્તરને આ નવું આત્મગૌરવ ગમ્યું, પણ કયા માર્ગે એ બધા જતા હતા? "એથી જો લડતને લાભ થતો હોત તો જુદી વાત હતી. પણ મારા મતે તો લડત છે ત્યાંની ત્યાં જ રહે છે. તમે પત્થરબાજી કરો છો, બોમ્બના ધડાકાઓ કરો છો, એથી સરકારને કેટલું નુકશાન થયું? આપણી લડતનો ઉદ્દેશ તો સરકારી તંત્રને તોડી નાંખવાનો છે. એની કરોડ ભાંગી નાંખવાનો છે. તમે બધા જે કરો છો તેનાથી આ અર્થ સધાય છે ખરો?"

"કેમ નહિ? અમારે અમદાવાદમાં પોલીસ પોળમાં આવી શકતી નથી. લોકો કરફ્યુનો છડેચોક ભંગ કરે છે, હિંમતથી પત્થર ચલાવે છે ને છાતી પર ગોળી ઝીલે છે. સરકાર મૂઢ બની ગઇ છે. એને કાંઇ સૂઝતું નથી, ને લોકનો જુસ્સો અણનમ છે. અમારે ત્યાં જુવાનો અભિમાનભર્યાં મસ્તકે ચાલે છે, યુવતીઓ અદ્દભુત હિંમત બતાવે છે. ને ગમે તેવા જોખમમાં

ખસી જાય છે. સરકારને પરેશાન કરવા માટે આથી વિશેષ શું જોઈએ છીએ?" વસંત કોઈ ભાવભક્તોની અદાથી બોલતો હતો.

માસ્તર સૌમ્ય અને શાંત હતા.

"તમારા બધાના જુસ્સા માટે ધન્યવાદ. અમદાવાદે જે કર્યું તે તો આખા દેશને માટે ભારે અભિમાન લેવા લાયક છે. પણ ફરી પૂછું આમાં સરકારી તંત્ર ક્યાં તૂટ્યું? સરકારી તંત્ર એના ગામડાની આવક પર, એના કારખાનાઓ પર, એના સંચાલન પર નભે છે. આજે સરકારને ગયા વર્ષ કરતા વધારે મહેસુલ મળ્યું છે. એને જોઈએ એટલા માણસો ભરતીમાં મળે છે. એને માટે દેશભરમાં કારખાનાઓ ધમધોકાર ચાલે છે, ને નવા ઉઘડતા જાય છે. સરકાર અહીંથી જાય એ માટે આ જડ આપણે પકડવી જોઈએ. એ વગર સ્વરાજ્ય શક્ય જ નથી...."

"પણ..." શિરીષ વચ્ચે જ બોલી ઊઠ્યો.

"જરા ધીમે ભાઈ." માસ્તર એને અટકાવી બોલ્યા. "તમે લોકો આવેશમાં આવી જઈ એક વાર નિષ્ફળ ગયેલી રીતો અખત્યાર કરો છો. ખાલી બોમ્બથી જ સ્વરાજ્ય આવવાનું હોય તો આપણા કરતાં પેલા બંગાળવાળા ક્યાં ઓછા બહાદુર કે બુદ્ધિમાન હતા? આપણા કરતાં એમનામાં શક્તિ કેટલી વિશેષ હતી, તાલીમ કેટલી વિશેષ હતી? એ બધાએ પોતાનો રસ્તો છોડ્યો. કારણ કે એમને લાગ્યું કે લોકજાગૃતિ વગર ક્રાંતિ સફળ થઈ શકે જ નહિ. લોક પોતે જાગૃત થાય, સરકાર સાથે મહાત્માજીએ કહ્યો છે તેવો સંપૂર્ણ અસહકાર આદરે તો સરકારી તંત્ર એક દિવસ નહિ ટકે. બાકી આવા હજાર બોંબો ફાટશે, તો પણ સરકાર જવાની નથી." માસ્તર ભવિષ્યવાણી ભાખતા હોય એમ બોલ્યા. બન્ને જુવાનો માસ્તર તરફ જોઈ રહ્યાં. કયો રસ્તો સાચો હતો? એમણે લીધો હતો એ કે માસ્તર કહેતા હતા તે?

"અમને તો લાગે છે કે આ વખતે જો બધે જ આ પ્રમાણે કરવામાં આવે સરકાર નામશેષ થયા વગર રહે નહિ. તમે કહો છો

એ વાત અમને મંજુર છે. પણ એ માર્ગ લોકો જલદી ગ્રહણ કરવા નથી." શિરીષે દલીલનો ઉત્તર વાળવા પ્રયત્ન કર્યો.

"અમારા ગામડામાં એક કહેવત છે. કેડીએ ન જવું પણ ધોરી રસ્તે જવું. કેડી માણસને ક્યારે ભૂલો પાડી દે, તેની ખબર નથી, જ્યારે ધોરીમાર્ગ તમને અચૂક તમારા સ્થાને પહોંચાડશે."

ચર્ચા લંબાત પણ મુખીએ વચ્ચે અટકાવી. "આપણી વાતનો પાર જ નહિ આવે, ને જે કામ માટે અહીંયા એમને બોલાવ્યા છે તે રહી જશે."

"સાચી વાત છે." શિરીષે તક ઝડપી લીધી. "બોલો."

"અમે તમને એક તો આ કામ માટે બોલાવ્યા હતા. અમારે પાછી જુવાનિયાઓની ટૂકડી અહીં કામ કરવા જોઈએ છીએ. ગામના જુવાનો હવે ટપોટપ ખરવા માંડ્યા છે. ઘણાને તો સરકાર પકડી ગઈ છે. સરકારી વાહન વ્યવહારમાં ખલેલ પાડે, એના નાળાઓ સુરક્ષિત ન રાખે, એવા હિંમતવાળા જુવાનો જોઈએ છીએ. એમને સાચવવાની, ખવડાવવા પીવડાવવાની જવાબદારી અમારી. પણ માથુ મૂકીને કામ કરનારા જોઈએ; ને બીજું અમારા ગામમાં એક મગનલાલ કરીને ચૌદશિયો છે. એને અમારે ગામમાથી દૂર કરવો છે. એનું કાસળ કાઢવાની જરૂર ખરી. તમે એને અહીંથી ઊઠાવી જાવ એવી અમારી માગણી છે. એને પકડી ને કોક ઠેકાણે બંધ કરી દો. અમને ઘણો હેરાન કરે છે."

"આ એક બોમ્બ નાંખો એના ઘર પર કે ખલાસ. પછી કોઈ ફીકર જ ન કરે." વસંતે ઉત્તર આપ્યો.

"અમને એ રસ્તો ઠીક લાગતો નથી. આ તો એ વારંવાર શહેર તરફ આવે છે. ત્યાં જ તમે એનો નિકાલ કરો. અહીં કોઈને વહેમ આવે નહિ. ને અમારે માથે જોખમ રહે નહિ." માસ્તરે પોતાનો અભિપ્રાય જણાવ્યો.

"એ વાત ઠીક છે. અમને એનું શહેરનું ઠેકાણું મોકલજો, ક્યારે આવે છે એની પણ ખબર આપશો, ને પહેલા કાર્ય માટે અમે માણસો મોકલવા યત્ન કરીશું. ત્યાંથી અહીં આવવા તૈયાર થાય એવા જુવાનિયાઓ મળવા મુશ્કેલ છે. ત્યાં એ બધું કામ કરે પણ અહીંના અપરિચિત વાતાવરણમાં જોખમો ખેડવા તૈયાર થાય એવા માણસો કદાચ નહિ મળે. છતાં હું અમારી કમિટી આગળ વાત રજૂ કરીશ." શિરીષે જવાબ આપી દીધો. ને બધા થોડીવાર શાંત થયા.

"આપણું કામ પત્યું હોય તો હવે જઇએ." મુખી બોલ્યા. "કારણ કે રાતના પહોરે ક્યારે રોન આ બાજૂ આવશે એ કહી શકાય નહિ. એનાથી છટકી આપણે મુકામે પહોંચવાનું છે."

"તારી વાત સાચી છે. ચાલો ઉઠીએ." માસ્તર ઊઠયા. શિરીષ અને વસંત પણ ઉઠયા.

ઊઠતાં ઊઠતાં માસ્તરે પૂછ્યું, "બીજે બધે ચળવળનું કેવુંક જોર છે?"

"ચળવળ ધીરે ધીરે મંદ પડે છે. ગામડાઓમાં પહેલાં જેવો ઉત્સાહ નથી. લોકો સરકારી દમનથી ત્રાસ્યા છે. 'નાકર' તો આ બાજૂ થોડો ઘણો ચાલે છે. બાકી બીજે તો ખેડૂતો ઊભા મોલના ડબલ ભાવ લેવાની ત્રેવડમાં પડયા છે."

માસ્તરના મુખ પર શોક છવાયો: "તો તો આ લડત નિષ્ફળ જશે."

શિરીષે જવાબ ન વાળ્યો. કારણકે એની પાસે કશો જવાબ ન હતો.

"આ બધા ભોગ, આ નુકશાની–શ્રોકનું શું થશે?" માસ્તરે એક ઊનો નિઃશ્વાસ નાંખ્યો. એકલા આ ગામથી સરકારની કમ્મર ભાંગવાનું શકય નહોતું.

"તમારે ત્યાં કેટલો વખત આ રીતે ચાલશે?" શિરીષે બહારના ઓરડામાં આવતાં પૂછયું.

"અમે તો ખુવાર થઇ જશું. અમે તો ટેક લીધી છે એટલે પાળીશું. પણ ભાવિ કોણ વાંચી શકે છે, ભાઈ..." એમના અવાજમાં ઉદ્વેગ હતો. એ સાથે આશ્વાસન લેવા પણ એ ઝંખતા હતા, એ કળી શકાતું હતું.

બધા બારણા આગળ આવ્યા. પશી આવી હતી, "કાંઈ વાંધો નથી." એણે બધાને બહાર લીધા. "રાનવાળાનો હજી પત્તો નથી. આપણે ઝડપભેર ચાલ્યા જઈએ."

"કેમ નાથી ?" માસ્તરે ઉમળકાભેર વાત્સલ્ય ભાવે જતાં જતાં પૂછ્યું, "તને કાંઈ અગવડ તો નથી ને ?"

"ના કાકા, પ્રભુની કૃપા છે, ને તમ જેવાઓની મહેર છે."

બધા બહાર ચાલી ગયા ને નાથી વિચાર-છોળે ચઢી. એના કાનમાં જ પશીનો ઠપકો રણકતો હતો. પેલા જુવાનોની ઉત્સાહ-ભરી વાતો સાંભળી એને પાનો ચડયો હતો. પોતે શા માટે તખોજીના ખૂનનો બદલો ન લીધો ? શા માટે મથુર આગળ એ નરમ પડી ગઈ ? એને શા માટે એના તરફ જરા જેટલી પણ લાગણી બતાવી ?

એણે તખોજીની છબી તરફ નજર કરી. પેલા જુવાનિયા જે સાધનો લાવ્યા હતા એ અહીં મૂકી ગયા હોત તો એ જુસ્સો બતાવત. એ તમામ પોલીસને પૂરા કરત. રણચંડી બની એને આ જુવાનો પાછળ દોડીને ઊભા રહેવાનું મન થઇ ગયું. એ ઊઠીને બહાર આવી પણ, બહાર અંધારામાં પવનના ભેંકાર સિવાય કોઈ અવાજ ન સંભળાયો. શેરીઓ સાવ નિર્જન હતી. એ આવીને પાછી સાદડી પર પડી. એની આંખ સાથે નિદ્રાએ રુસણાં લીધાં. આવી રીતે એકાકી-એકલવાયું-જીવન ગાળવા કરતાં શા માટે મોતને ન ભેટવું ? પહેલાં પતિ પાછળ પત્ની સતી થતી, તો આ જમાનામાં એ નવી રીતે સતી ન થઈ શકે ? એટલી હિંમત એનામાં નહોતી ?

એની કોમની સ્ત્રી ભલભલાને સામો જવાબ આપતી. ખરે બપોરે ખેતરે એકલી શિરામણ આપવાં જતાં એને કશો ડર લાગતો નહિ. કોઇ ઊંચી આંખ કરી મશ્કરી કરવા પ્રયત્ન કરતું તો તેનો જવાબ આપતાં કે હાથ ઉગામતાં એ અચકાતી નહિ. સિપાઇની ગુસ્સાગીરીથી કોઈ દિવસ ભયભીત થતી નહિ.

"મને આટલી જ શકિત આપ, હે ડાકોરનાથ!" રણછોડજીની છબી સામે જોઈ એણે પ્રાર્થના કરી. "ભગવાન, બાપા! મારા હાથમાં તું શકિત આપ. મારા ધણીના ખૂનનો બદલો લઈ લઉં. આ જીવતરમાં બીજું તો કાંઇ નહિ કરી શકું, પણ આટલું કરવાને બળ આપ."

'રણછોડજી'ની શકિત એ જાણતી હતી. એની આખી કોમ જાણતી હતી.

બહારથી કોં'કનો પગરવ સંભળાતો હતો. રોનવાળા આવતા હતા. ભારેખમ બૂટનો અવાજ હવે એ બરાબર કળી શકતી હતી. એણે ઘરના ખૂણે નજર કરી. તખોજીનું ધારિયું હજી ત્યાં જ પડયું હતું.

કોકે એનાં કમાડ ખખડાવ્યાં. એ ઊભી થઈ ને હાથમાં ધારિયું લીધું...."કોણ છે, એ?" એના અવાજમાં ધ્રુજારી હતી. બે હાથે એણે ધારિયું પકડયું.

"હું મથુર! બારણું ઊઘાડ ને."

એ બાજૂએ ખસી ઊભી રહી. મંદિરની કોપાયમાન દેખાતી કાળિકાદેવી માફક એણે તલવાર ઊંચી કરી હતી. એનું અંગ કંપતું હતું.

"ઊઘાડું જ છે." એ માંડ માંડ આટલા શબ્દો બોલી શકી.

મથુરે બારણું ઠેલ્યું. ને એ અંદર આવ્યો. અંદર આવતાં જ માથા પર સખ્ત ઘા થયો, ને ફેંટા ભેર અંદર ઊતરી ગયો.

"મરી ગયો...મારા બાપ!" એવી ચીસ નાખી એ ઢગલો થઈ નીચે પડયો.

---

## પ્રકરણ આઠમું .˙. શિયાળાની ઠંડી કંપી ઊઠી



સોહનસિંહને ફરજિયાત ઊંઘમાંથી ઊઠવું પડ્યું. બહાર કોલાહલ થતો હતો. એ પથારીમાંથી સફાળો ઊઠયો. મંગલસિંહ અંદર ઓરડામાં ધસી આવ્યો.

"કેમ, શું છે ?"

"સાહેબ! ગજબ થઈ ગયો! મથુર ગઈ કાલે રોન પર હતો. સવારે એનું મડદું એક મકાન આગળથી હાથમાં આવ્યું છે."

સોહનસિંહ ઓરડામાંથી બહાર આવ્યો. એણે રિવૉલ્વર ગજવામાં નાંખી લીધી.

મથુરને એક કામળા પર સૂવાડવામાં આવ્યો હતો, ને એના મોં પર ચાદર ઢાંકવામાં આવી હતી.

સોહનસિંહે ચાદર ઊઠાવી લેવા હુકમ કર્યો. મથુરના કપડાં લોહીથી ભિંજાઈ ગયાં હતાં, ને માથામાં ઊંડો ઘા દેખાતો હતો. એની આંખો તણાઈ ગઈ હતી. એના શરીર પર હજી યુનિફોર્મ હતો.

"એની સાથે કોણ કોણ હતા ?"

"કિસનસિંહ, ઉસમાન અને તખત હતા."

"કેમ કિસનસિંહ, શું હતું?" સોહનસિંહે કિસનસિંહ તરફ ફરીને પૂછ્યું.

"અમે સાથે જ રોન પર ફરતા હતા. રાતના લગભગ અગિયાર વાગે મથુર અમારાથી છૂટો થયો. એક ઘરમાં દીવો બળતો હતો. એ તરફ ગયો. અમે પૂછ્યું, 'મથુર! આમ કયાં ચાલ્યો?"

'હમણાં આવું છું. તમે તમારે ફરે રાખો. વચ્ચે કયાંક મળી જઈશ.' કહી એ ચાલ્યો ગયો. લગભગ અર્ધો કલાક પછી એ અમને મળ્યો ત્યારે એનું મોં પડી ગયેલું હતું.

'શું થયું મથુર! આમ દુઃખી કેમ છે?' એણે કશો ઉત્તર ન વાળ્યો. પણ આખી રોનમાં એ એક શબ્દ પણ ન બોલ્યો. અમારી સાથે મૂંગા મૂંગા ચાલ્યા કર્યું. અમે બેચાર વાર બોલાવા પ્રયાસ કર્યો, પણ સાવ ફોગટ. બીજી રોન વખતે એ જ જગ્યાએ અમે પાછા આવ્યા, ત્યારે ય પેલા મકાન આગળ દીવો બળતો હતો. એ દીવાને જોઈ એણે કહ્યું: 'હું આવું છું. રસ્તે પાછો મળીશ.'

'પણ આખો દિવસ ત્યાં દાટયું છે શું? અહીં કોઈ એકલો જોઈ પૂરો કરી નાંખશે. એક વાર તો માંડ માંડ બચી ગયો છે.'

"કશો જવાબ આપ્યા વગર જ એ ચાલી ગયો. આખી રોન પૂરી કરી, પણ એ ન આવ્યો. એટલે અમને ચિંતા થવા લાગી. અમે એ શેરી આગળ પાછા આવ્યા. ઘરમાં દીવો રાણો થઈ ગયો હતો, ને શેરીમાં સાવ અંધારું હતું. અમે શેરીની અંદર એ મકાન સુધી ગયા. આંગણામાં જ મથુર લોહીલુહાણ સ્થિતિમાં પડયો હતો. એને લઈને અહીં આવ્યા."

"એને બાળવાની વ્યવસ્થા કરો, મંગલસિંહ!" એણે હુકમ આપ્યો. એની આંખમાં રોષ વ્યાપ્યો હતો. "ચાલો એ જગ્યાએ!" કિસનસિંહ અને બીજા બેને લઈને એ નાથીના મકાન આગળ ગયો. એમને આવતા જોઈ ત્યાં આગળ જમા થયેલું ટોળું પલાયન થઈ ગયું.

"આજ મકાન, સાહેબ." કિસનસિંહે આંગળી ચીંધતા મકાન બતાવ્યું.

આંગણામાં હજી લોહીના ડાઘા તાજા હતા. કમાડ અંદરથી બંધ હતું. સોહનસિંહે બારણું ખખડાવ્યું. કોઈએ કશો ઉત્તર ન આપ્યો. એણે જોરથી લાત મારી બારણું તોડી નાખ્યું.

અંદર ભગવાનની છબી આગળ ઘીનો દીવો મૂકી, નાથી બેઠી હતી; ને કાંઈક જાપ જપતી હતી. બારણું તોડીને સિંહની માફક ફલંગ મારી સોહનસિંહ અંદર આવ્યો. પણ એ પોતાની જગ્યા પરથી ઊઠી જ નહિ. એનું ચિત્ત જાણે બાહ્ય દુનિયા પરથી હટી ગયું હતું.

સોહનસિંહે ત્રાડ નાંખી: "આ તેં કર્યું છે કે?"

નાથી નિરુત્તર હતી. એની આંખો બંધ હતી. એનાં મોંમાંથી 'રણછોડરાય' સિવાય બીજા શબ્દો નીકળતા ન હતા.

સોહનસિંહે મગજ ગુમાવ્યું હતું. આ બધા લોકોને જિંદગીનો પાઠ શીખવવાનું નક્કી કરીને જ એ આવ્યો હતો. એણે નાથીનો હાથ પકડી ખેંચી. નાથી હાથ ઝૂંટવી ઊભી થઈ ગઈ. એની આંખો જાગરણને લીધે લાલ થઈ ગઈ હતી. પણ એ લાલ આંખો વિકરાળ લાગતી હતી.

"કેમ શું છે?" અવાજમાં સ્વસ્થતા હતી.

"અમારા માણસને તેં માર્યો છે?"

"હા, કેમ?" એણે જ અભિમાનભર્યો જવાબ દીધો. એ જ આત્મગૌરવ! આ ગામલોકોને પરમેશ્વરે કેવા ઘડયા હતા!

સોહનસિંહે મગજ પરથી કાબૂ સાવ ગુમાવી દીધો. સ્ત્રીજાતિ પ્રત્યેની સ્વાભાવિક વિનયશીલતા પણ એણે ત્યાગી. જોરથી એક તમાચો નાથીના મોં પર ધરી દીધો, "આવી રીતે જવાબ આપતાં અચકાતી નથી? જો તું એક સ્ત્રી નહોત તો અત્યારે જ ઠાર કરત."

નાથીએ તમાચાથી લાલચોળ થયેલા ગાલને પંપાળ્યો પણ નહિ. એ પોતાની જગ્યાએ જ ઊભી રહી.

"તમે આમ ગુસ્સાથી સળગી જશો, તો પણ મને અસર થવાની નથી. તમારે ફાવે તે મને કરી શકો છો."

ગુસ્સામાં પગ પછાડતો, નાથીને પકડી થાણે લાવવાનો હુકમ કરતો સોહનસિંહ ચાલ્યો ગયો.

એ દિવસથી ગામમાં નવો ફેર શરૂ થયો. આજ સુધી થોડી ધરપકડ ને કવચિત માર એ સિવાય ગામને અન્ય તકલીફ સોહનસિંહે આપી નહોતી. એના હૃદયમાં ઊંડે ઊંડે એમ રહ્યાં જ કરતું, કે ગામલોક એક દિવસ તો ઠેકાણે આવશે જ અને પોતે ઓછો જુલમ કરે છે એની કદર કરશે જ. એના ઉપરી અમલદારોનો ઠપકો કોઈ કોઈ વાર આવતો કે બીજે બધે ચળવળ દબાતી જાય છે, લોકોનો જુસ્સો શાંત પડતો જાય છે, તમે આવાં કડક પગલાં કેમ ભરતા નથી ? તમારે ગમે તેવા આકરાં પગલાં ભરીને ચળવળ દબાવી દેવી જોઈએ. લોકોની સાથે ભલમનસાઈ રાખવામાં સાર નથી. એ તો રોટીના ચાકર છે. તમને બધાં પગલાં ભરવાની સત્તા છે, તો એનો ઉપયોગ કરવો જોઈએ. શહેરમાં રહેતા એના એક મિત્રે, તો એને ચેતવણી પણ આપી હતી, કે તારે માટે અહીં સારો અભિપ્રાય નથી. અમલદારો તને નબળા મનનો, કાયર માને છે. તું જો બરાબર કામ નહિ કરે તો તારા પ્રમોશનમાં તો વાંધો આવશે જ, પણ સાથે પાયરી પણ બદલાવવામાં આવશે જ. બની શકે ત્યાં સુધી ભલા થવામાં ઠીક છે, પણ વધારે ભલા થવામાં સાર નથી.

એણે માસ્તર અને મુખીને સમજાવવાની કોશિષ વારંવાર કરી હતી. એણે લોકોનાં કૃત્યો તરફ આંખમિંચામણાં કર્યાં હતાં. અને છતાં ન તો લોકો તરફથી પ્રોત્સાહક ઉત્તર મળ્યો, ન ઉપરી અમલદારોમાં કદર થઈ.

શા માટે આવી નીતિનું અનુસરણ કરી ભાવિ કારકીર્દિ કલુષિત કરવી? આજ સુધી જે ઉજ્જવળ કીર્તિ સંપાદિત કરી છે, એને શા માટે ઝંખવાવા દેવી? કોને માટે? કોને લાભ થવાનો?

ગામને કબજે કરવાની યોજના એના મનમાં ગોઠવાઈ ગઈ. એણે પહેલો જ હુકમ કર્યો: "પેલી છોકરીનું ઘર સળગાવી દો."

એક હુકમની પૂરી બજવણી થાય એ પહેલાં તો બીજા બે હુકમ છૂટયા. પેલી આંધળી ડોશીને શહેરની જેલમાં ધકેલી મૂકો, ને ગામના તમામ માણસોને સાંજે એકઠા કરો.

નાથીનું ઘર સળગાવી દેવાના હુકમે ગામમાં નવી અરેરાટી આણી. માસ્તરને આ સમાચાર મળતાં એ જરા ચમકયા. આખું ગામ તો આવી રીતે તારાજ નહિ કરે ને! એમના મગજમાં સોહનસિંહનો દાવ રમવા લાગ્યો. આ નાનકડા ગામનું ગજું શું? ગામલોકો એની સામે કેવી રીતે ટકી શકશે? બીજી બાજુએ દેશમાં લડતના પગ કથળતા હતા. એનો જોશ લગભગ શાંત પડી ગયો હતો. બ્રિટિશ સરકારને પરાજિત કરવા જેટલી શકિત લોકોએ મેળવી નહોતી. લાંબો સમય ટકવા જેટલી તાકાત લોકોમાં નહોતી જ. લડત ઝડપી થઈ, ટૂંકી થઈ; પણ એનો હેતુ અપરિપૂર્ણ જ રહ્યો હતો. સરકાર ગમે ત્યારે એને કચડી નાંખી શકે તેમ હતું. એનો સામનો ગમે તેવો ભવ્ય હોય તોય વ્યર્થ જવાનો હતો. પછી એમાંથી ઉગરવાનો રસ્તો હતો?

લડત પાછી ખેંચવી કે પગલાં પાછાં ભરવાનું કામ એમનું નહોતું. આખા દેશમાં ચાલતી લડત પાછી ખેંચનાર એ કોણ?

દિલમાં ઊઠતી શંકાઓનું સમાધાન એ કરવા અશકિતમાન હતા. એમને ભાવિ કાળું દેખાયું. એમણે પ્રભુને પ્રાર્થના કરી: "હે પ્રભુ! આ બધું સહન કરવાની મને તાકાત આપજે."

માસ્તર ચોંકયા હતા, એટલું જ નહિ આખું ગામ ધ્રૂજી ઊઠયું હતું. સહુએ ઘરમાં બેઠાં બેઠાં નાથીનું ઘર આગમાં ભસ્મિભૂત થતાં જોયું.

પાણીના ઘડા લઈને બૂઝવવા જવા, થોડાક લોકોએ પ્રયત્ન કર્યો. પણ પોલીસે ઘડા ફોડી નાંખ્યા; લાઠી ચલાવી લોકોને તગડી મૂકયા.

કૃત્યની ભારે પ્રશંસા એ દિવસે થઈ. મકાન સળગાવીને સોહનસિંહે પહેરો મૂકયો હતો. લોકો ચૂમાઇને ઘરમાં બેસી રહ્યા હતા. માસ્તર હાથમાં ડોલ લઈને પહેલા નીકળ્યા.

પોલીસે એમને અટકાવ્યા. મંગલસિંહ એમની નજીક આવ્યો. એ માસ્તરને ઓળખતો હતો.

"માસ્તર ! પાછા વળી જાવ. સાહેબનો હુકમ છે કે કોઈને નજીક ન જવા દેવા."

માસ્તરે ડોલ હાથમાં જ પકડી રાખી ને ઊભા રહ્યા. ઘડીભર નાથીના મકાનમાંથી ઊડતી જવાળા એમણે જોઈ. એમણે આગળ ડગ માંડયાં. પોલીસે આડી લાઠી ધરી. "માસ્તર! રહી જાવ. તમને એકવાર તો ના પાડી." મંગલસિંહે ફરી વાર માસ્તરને કહ્યું.

"ગામ બાળવા બેઠા છો, ને મારાથી બેસી રહેવાય? એ મકાન સળગતાં અટકાવવું જ જોઈએ. તમારા જેવા ક્રૂર મારાથી થવાય છે? રસ્તો આપો બાપા! એક ડોલ છાંટીને મારો ધર્મ બજાવ્યાનો હું સંતોષ માનું." લાઠીને એમણે એક હાથે દૂર કરવા પ્રયત્ન કર્યો.

માસ્તર અને પોલીસ વચ્ચે રકઝક થતી જોઈ, બીજા પણ થોડા માણસો ઘડા લઈને હિંમતપૂર્વક બહાર આવ્યા. રકઝક વધી પડી. બોલાચાલી થવા માંડી.

મંગલસિંહે હુકમ આપ્યો: "બધાને હટાવી દો!"

માસ્તરના હાથ પર પહેલો ઘા થયો. હાથમાંથી ડોલ છૂટી ગઈ. પણ એમણે બીજા હાથે એ લેવા પ્રયત્ન કર્યો. ગામલોકો આમતેમ દોડી ગયા. એકલા માસ્તર કોઈક ભવ્ય મૂર્તિની અદાથી નિશ્ચલ રીતે ત્યાં ઊભા રહ્યા. એમને ઊંચકીને મૂકી આવવા સિવાય બીજો રસ્તો નહોતો. ચાર જણાએ એમને ઊંચકયા ને ટાંગાટોળી કરીને દૂર લઈ ગયા.

માસ્તર પાછા આવ્યા, ત્યારે નાથીના ઘરની રાખ જ માત્ર ઊની વેરાયેલી પડી હતી. પવન એને શાંત પાડવા શક્તિમાન થયો નહોતો. માસ્તર ત્યાં ડોલ ભરીને પાણી છાંટી આવ્યા. સ્મશાનમાં શબ બળી રહ્યા પછી એની રાખને ટાઢી કરવાનો નિયમ એમણે યાદ કર્યો, અને મનમાં મંત્રોચ્ચાર પણ કર્યો.

નાથીનું ઘર બાળવાનો પ્રસંગ એ તો જાણે કોઈ હિસાબમાં નહોતો, એવું સાંજે સર્વને લાગ્યું. સાંજના સહુ જુવાનિયાઓને ગામની ભાગોળે એકઠા કરવાની દાંડી સોહનસિંહે પીટાવી હતી. નહિ આવે એની સામે પગલાં ભરાશે, એવી જાહેરાત પણ સાથે જ થઈ હતી. બપોરે ગામની કમિટિ ભેગી થઈ, અને એણે એવો નિર્ણય કર્યો કે આનો વિરોધ કરવો, અને કોઈએ હાજરી આપવી નહિ. આ નિર્ણયની ખબર ઘેરેઘેર ફરીને આપવામાં આવી.

સાંજે મેદાન પર લશ્કરી ટુકડીને લઈ સોહનસિંહ હાજર થયો, ત્યાં ગામલોકમાંથી કોઈ નહિ આવે, એ વિષે એને ખાત્રી હતી. એ માટે એણે તૈયારી પણ કરી મૂકી હતી. એણે પાંચ પોલીસને બોલાવી હુકમ કર્યો : ‘સહુને ઘેર ફરી વળો. ઘરમાં જે ભરાઈ ગયા હોય તેમને બહાર ખેંચી કાઢો. આવતા ન હોય એમને ઘસડી લઈ આવો—મારીને પણ લઈ આવો.”

ગામને હવે છેલ્લો પાઠ શીખવી દેવાનું એણે નક્કી કરી નાખ્યું હતું.

સવારના આઘાતમાંથી ગામ હજી ઊગર્યું નહોતું, ત્યાં આ નવી જાહેરાતે હાહાકાર મચાવ્યો. સોહનસિંહ આવું કરશે એમ કોઈએ માન્યું નહોતું.

વિકરાળ રાની પશુ શિકાર માટે ઝડપ કરે તેમ સિપાહીઓ ગામલોક પર તૂટી પડયા. આખા ગામમાં એ ઘૂમી વળ્યા. જ્યાં જ્યાં માણસ નજરે ચઢતો ત્યાં ત્યાંથી એને ખેંચી કાઢતા.

મારતા પીટતા પણ ખરા. કોઈ કોઈ ઠેકાણે માટલાં તોડી નાંખ્યાં. પાણીના બેડાં ઊંધા વાળી નાંખ્યાં. અનાજ ભેળવી દીધું.

આજે પશુવૃત્તિ ઊછળી હતી. એને માર્ગ મળ્યો હતો. બહુ દિવસથી સિપાહીઓની શક્તિ સુષુપ્ત અવસ્થામાં પડી હતી. એમણે ગામલોકનો બહિષ્કાર અનુભવ્યો હતો. એનું વૈર લેવા એમના હાથ ઝંખતા હતા.

આજે જે હાથમાં આવ્યું, એના પર ફરી વળ્યા. કશું એમાંથી બચ્યું નહિ. એક પ્રચંડ વંટોળ આવે ને સહુને તણખલા માફક ઊરાડી, હવામાં અદ્ધર કરે, ને નીચે પછાડે, એમ આજે ગામ પર આ વંટોળ ફરી વળ્યો હતો.

માત્ર બે ઘર બાકી રાખવામાં આવ્યાં હતાં. એક માસ્તરનું અને બીજું મુખીનું. સોહનસિંહે આ વિશે ખાસ સૂચનાઓ આપી હતી.

એમાં એનો હેતુ હતો. આમ ગામને રીબાતું જોવામાં ય એ બન્નેને એક પ્રકારનો ત્રાસ થવાનો હતો. નિરાધાર, અસહાય એવી આ બે વ્યક્તિઓને ચોપાસ બૂમાબૂમ કરતા માનવીઓ વચ્ચે દોડાદોડી કરતી જોવામાં ય, એક પ્રકારનો પાઠ ભણવાતો હતો? ભયંકર દાવાનળ વચ્ચે ઘૂમતા—એમાંથી રસ્તો કાઢવા મથતા એકેક માનવીની શી દશા થાય?

માસ્તર એ દિવસ અહીંથી તહીં ફરી વળ્યા. જે જે ઘરોમાં મારઝૂડ થતી હતી, ત્યાં એ પહોંચી ગયા. પોલીસને વારવા પ્રયત્ન કર્યો. પોતાની જાતને પણ વચ્ચે નાંખી. જાતજાતની દલીલો કરી જોઈ. પણ એ બધું પોલીસના ત્રાસને અટકાવવા અસમર્થ નીવડયું. આ બધું નિષ્ફળ જતું જોઈ, એ જ્યાં જ્યાં લોકોને વાગ્યું હતું, ત્યાં ત્યાં આશ્વાસન આપવા પહોંચ્યા હતા. બૈરાંઓ રડતાં હતાં, છોકરાઓ કકળાણ કરતા હતા. જેમને વાગ્યું હતું, તેમને પાટા વીંટવા કરવાનું

કામ થોડાક માણસને સુપ્રત કરી, દિલાસાના બે શબ્દો કહી માસ્તર સોહનસિંહ તરફ વળ્યા.

એમણે ત્યાં નહિ જવાનો નિયમ કર્યો હતો. પણ આજે જ્યારે જુલમની અવધી આવી ગઈ, ત્યારે માસ્તરથી ન રહેવાયું. માણસ આવો નિર્દય થઈ શકે એમ એમણે કલ્પ્યું નહોતું. આમાં કોઈ કાયદો નહોતો. આમાં લોકોનો વાંક નહોતો. જેણે કરપીણ કૃત્ય કર્યું હોય તેને પૂરતી શિક્ષા પણ અપાઈ હતી. પણ ગામ પર એક માનવીના ગુના માટે આવા અત્યાચાર ગુજારવામાં આવે એ કેવો ન્યાય હતો ? નિયમભંગ કરીને પણ એ સોહનસિંહ પાસે ગયા.

સોહનસિંહ હજી ભાગોળના મેદાન પર જ હતો. ગામના જુવાનિયાઓ, ખળાની માફક ઠલવાઈને મેદાન પર પડ્યા હતા. એમને ગોળાકારમાં બેસાડવામાં આવ્યા હતા, ને ફરતો પોલીસ પહેરો હતો. એમના શરીર પર ઉઝરડા અને લોહીના ડાઘ દૂરથી ય કળી શકાતા હતા.

માસ્તર ધીરે પગલે આવ્યા. સોહનસિંહ જાણતો હોવા છતાં ય લાપરવાહ રહ્યો. માસ્તર તરફ દૃષ્ટિ પણ ફેંકી નહિ. આવા વર્તનનો ભેદ માસ્તરથી છૂપો ન રહી શક્યો. એ સમજી ગયા કે અમલદાર બદલો લેવા માંગે જ છે.

એ આવીને ઊભા રહ્યા.

"મારે આપની સાથે વાત કરવી છે."

માસ્તરના અવાજમાં રોષમિશ્રિત ઉદ્વેગ હતો. આજીજી નહોતી જ.

"કોણ ?" સોહનસિંહે પાછા ફરીને જોયું. એની આંખમાં વિજેતાનું સ્મિત હતું.

"માસ્તર, કેમ ?"

"હું આપની સાથે વાત કરવા આવ્યો છું. આજના બનાવની બાબતમાં." માસ્તરે મક્કમ સૂરે કહ્યું. એમણે અંતરમાં પ્રભુ પ્રત્યે પોતાને જે કહેવું હતું તે બોલવાની શક્તિ મળે એવી પ્રાર્થના કરી લીધી.

"અત્યારે તો વખત નથી. માસ્તર, રાત્રે ચોરે આવો અગર સવારે આવો. હજી તો મારે આ બધાનો નિકાલ કરવાનો છે." કામ દેતો હોય એમ સોહનસિંહ બોલ્યો. આવા ચાબખા લગાવવાનો લાગ એ ચૂકવા માંગતો નહોતો.

માસ્તર પાછા વળ્યા. સોહનસિંહ સાથે આગળ વાત કરવામાં કશો અર્થ ન હતો.

છતાં એ રાત્રે ચોરે ગયા. જતાં પહેલાં મુખીએ એમને પૂછ્યું: "માસ્તર! નકામી માથાઝીક આ અમલદાર સાથે કરો છો! આપણે માથું વાઢી આપીએ તો એ માને. ને એવી શરત તમે કબૂલવાના છો ?"

"હું તો એનામાં રહેલ સદ્દને ઓળખવા માગું છું. એને પૂછવા માગું છું, કે આ બધું કયા નિયમને આધારે તમે કરો છો. માણુસાઇનો તો કોઈ નિયમ તો હશે ને ?"

"સરકારને તો હું બરોબર ઓળખું છું. માણુસાઈ હોત તો સરકારે ક્યારના ય ઉચાળા ભર્યા હોત. લોક પર રાજ્ય કરવું, અને માણુસાઈ રાખવી એ તો લાકડા અને આગ જેવો સબંધ છે. સરકારને એ પાલવે જ નહિ."

"આખરે તો ભગવાનને ઓળખવાનો રહે છે. એની આગળ જવાબ આપવા પડશે. એનાથી એ લોક નહિ ડરતા હોય ?"

"એ ડર તો ત્યાં ઇંગ્લેંડમાં મૂકીને આ લોકો આવ્યા છે."

માસ્તરને નાથી તરફથી ઠીક ઠીક પ્રોત્સાહન મળ્યું. "તમે જાવ જ માસ્તર કાકા! ગામલોક નહિતર તમને બેઉને વીંખી નાંખશે. તમે એમના આગેવાન છો. એમને બચાવી ન શકો તો આવા અત્યાચાર માટે અમલદારનો ઊધડો તો લઈ શકો. ગામલોક કહે છે કે, માસ્તર ધારે તો સોહનસિંહને મનાવી શકે. એ જાતે જો કહે તો સોહનસિંહ આ બધું છોડી દે. માસ્તર કાકા ત્યાં જતા નથી માટે જ અમલદારે આવું કર્યું."

"તમારી વાત સાચી છે, નાથી! હું ત્યાં જઈશ જ. મને દોષ દેવા પણ એણે આવું પગલું ભર્યું હોય. મારા જવાથી ગામલોકનું કલ્યાણ થતું હોય તો મને જવામાં શો વાંધો હોય!"

"કાકા! કુરુક્ષેત્રમાં ય વાત તો આવે છે તો!" પશીએ માસ્તરની ટેક સંભારી આપી.

"શું છે?"

"અર્જુન મૂર્છાવશ થયો, ત્યારે ભગવાને હાથમાં સુદર્શન કયાં નહોતું ધર્યું?"

"તારી વાત સાચી છે ખરી. ગમે એવો નિયમ કર્યો હોય, તો પણ અમુક અપવાદમાં એને બાજુએ મૂકવો પણ પડે. માત્ર આપણું અંતઃકરણ સાચું હોવું જોઈએ."

ચોરે આવીને પણ માસ્તરને પંદર મિનિટ બહાર ઊભા રહેવું પડયું. પહેલાં તો એ આવવાના છે એવું જો સોહનસિંહે સાંભળ્યું હોય તો સામો લેવા આવતો. પણ હવે તો અપમાન કરવાની એક પણ તક એ મૂકવા માંગતો નહોતો.

અંદર માસ્તરને બોલાવવામાં આવ્યા ત્યારે એક ખુરશી પર સોહનસિંહ બેઠો હતો. બેસવા માટે બીજી જગ્યા નહોતી.

માસ્તર અપમાનનો આ ઘૂંટડો ગળી ગયા. એ પોતાનું ધ્યાન નક્કી કરેલા કામ પરથી ઉઠાવવા માંગતા નહોતા.

"કેમ માસ્તર!" સોહનસિંહે માસ્તરને અંદર આવેલા જોઈ પૂછ્યું. અવાજમાં હજી ય થોડોક ઘમંડ હતો.

"આપની સાથે વાત કરવા આવ્યો હતો."

"જરૂર, બોલો, શું કામ છે?"

"આપ આજે ઇન્સાનિયત ચૂકયા છો. આવું બેકાયદે વર્તન કરો એ યોગ્ય છે?"

"તમે પેલી સ્ત્રીના ઘરને બાળી મૂકયાની વાત કરો છો ને ?"

"એ તો તમે ગુસ્સામાં આવી કર્યું હશે, એમ માની લઉં છું. તમારા એક માણસનું ખૂન થયું, એનો બદલો લેવા કર્યું હશે. પણ સાંજે ગામના નિર્દોષ માણસો પર અત્યાચાર ગુજાર્યો, એ શાને માટે? એક માણસના દોષ માટે એને શિક્ષા કરો. પણ ગામ પર આવો જુલમ ગુજારો એ યોગ્ય છે? અંગ્રેજ લોકો તો ન્યાયની વાતો કરે છે. અપરાધી હોય તેને અદાલતમાં લઈ જાવ, શિક્ષા કરાવો; પણ બેગુના માણસોને આવી ભારે શિક્ષા એ કયાંનો ન્યાય! હું તો તમને..."

માસ્તરને બોલતા અટકાવીને વચ્ચે જ સોહનસિંહ બોલ્યો, "ગામે કાંઈ ગુનો કર્યો જ નથી માસ્તર? ગામ શું સાવ નિર્દોષ છે? ગામે સરકાર સામે લડત માંડી છે એ વાત સાચી? અને એ નાનો સૂનો ગુનો છે? આજે જે કર્યું એ તો મારે ઘણા વખત પહેલાં કરવું જોઈતું હતું. પણ મને એમ હતું કે ગામને સાન આવશે, સમજશે. હું ઉદાર થઈશ તો ગામ પણ ઉદાર થશે. કાંઈ નહિ તો મને અને મારા માણસોને હેરાન નહિ કરે, એને બદલે શું થયું? હું ઢીલો પડયો તેમ તેમ તમે મક્કમ બન્યા. મારા માણસોને પજવવા માંડયા, મારવા માંડયા, ખાધા ખોરાકીનો સામાન લૂંટી લેવા માંડયો, પાદર ગાડી ન આવી શકે એ માટે રસ્તાઓ ખોદી નાંખ્યા; ગામમાંથી એક ચીજ ન મળી શકે એવો આકરો બંદોબસ્ત કર્યો. હું લોકોને મારતો નહોતો, પીટતો નહોતો, ગુનેગાર માણસોને માત્ર સજા જ કરાવતો." સોહનસિંહનો અવાજ ધીરે ધીરે ઊંચો ચઢવા માંડયો. "તમે બધા અહિંસાવાળા ને હું હિંસાવાળો. હિંસા તમે કરવા માંડી, કારણ કે હું અહિંસક હતો. મારે તમને કનડવા નહોતા માટે તમે મારા પર સવાર થઈ ગયા. ગાંધીજી પણ જો ન્યાય તોળવા બેસે તો કહેશે કે ગામલોકોએ હિંસા વધારે કરી છે. મેં કાંઈ જ કર્યું નથી."

સોહનસિંહ માત્ર અમલદાર જ નહોતો. એની વાક્છટા પર માસ્તર મુગ્ધ થયા. સોહનસિંહે આબાદ દલીલો કરવા માંડયા હતા.

"તમારી વાત થોડે ઘણે અંશે જરૂર સાચી છે. લોકોએ ઉશ્કેરાઈ જઈ હિંસા કરી છે. તમને મુશ્કેલી પડી છે. પણ દુશ્મન–પ્રદેશમાં તમારું લશ્કર જાય તો આવી મુશ્કેલી ન નડે ? ને છતાં ત્યાંની સ્થાનિક પ્રજાને તમે નથી રંજાડતા. રાજ્યનો ગમે તે વાંક હોય તો પણ એ પ્રજા એને માટે ગુનેગાર નથી ગણાતી. અહીં તો આખી પ્રજાને તમે તોપને ગોળે ઉરાડવા માંડી." માસ્તર પાસે દલીલો હતી જ.

"દુશ્મનદેશની વાતો શું કરવા કરો છો, માસ્તર ? ત્યાં ય જો લશ્કરને પ્રજા ન માનતી હોય તો આખા ગામનાં ગામ તારાજ થાય છે, ને લશ્કરને પ્રજા પાસે ગમે તે લેવાનો અધિકાર પણ આપોઆપ મળી જાય છે. અહીં તો તમે આપવાની ના પાડી ત્યારે લૂંટી લેવાને બદલે બહારથી મંગાવવાનો નિયમ મેં રાખ્યો. ઉપરી અમલદારો મને આવા લાગણીવેડા માટે ઠપકો આપતા તો પણ એમાં હું ડગ્યો નહિ. આખરે જ્યારે વાતાવરણ એવું ને એવું જ રહ્યું, ત્યારે નિરુપાયે મારે આ રસ્તો લેવો પડયો છે."

આગળ દલીલો કરવાનો અર્થ માસ્તરને ન લાગ્યો.

"તમને તમારી નીતિ બદલવાનું કહેનાર હું કોણ? તમારી પાસે અમારે આશા પણ ન રાખવી જોઈએ. પણ તમે આવ્યા ત્યારે જે રીતે વાત કરતા હતા એ પરથી તમારી સજ્જનતાનો ખ્યાલ આવ્યો હતો. એમ થયું કે દરેક માનવીનો આત્મા અકલુષિત હોય છે. એના પરથી પડળ ઊતરે એટલે એ સદ્ કરવા તરફ પ્રેરાય જ. અમારા શાસ્ત્રમાં તો એમ લખ્યું છે કે અજામીલે મરતી વેળા રામનામ ઉચ્ચાર્યું તો એનું જીવન પાર પડી ગયું. માનવીમાં એવી અંતર્ગત શક્તિ રહેલી જ છે."

સોહનસિંહ જવાબમાં માત્ર હસ્યો જ. આવા ધર્મશાસ્ત્રની જંજાળમાં એને ક્યાં પડવું હતું! થોડીવાર રહીને એ બોલ્યો. "આપણે માણસના અંતરમાં શું છે ને શું નહિ, એ ક્યાં પારખવા બેઠા છીએ? અહીં તો વસ્તુસ્થિતિ જોઈએ છીએ. એનો નિકાલ કરવાનો હોય છે. બીજી બધી ભાંજગડમાં પડીએ તો નોકરી ન થાય. તમારી સલાહ માનું તો મારે હિમાલય જવું પડે."

આ ચાલાક માણસ ક્યાં ય હાથ મૂકવા દે તેવો નહોતો, એની માસ્તરને ખાત્રી થઈ ચૂકી. એમણે જવા માટે મોં ફેરવ્યું.

"તમે આવ્યા છો ત્યારે મારી વાત સાંભળતા જાવ."

"ખુશીથી." માસ્તર પોતાના સ્થાન પર આવી પાછા ઊભા રહ્યા.

"મારી હજી સલાહ છે કે આ તોફાન ધાંધલમાંથી પગ પાછા વાળો, ને પહેલાંની શાંતિ ભોગવો. દેશભરમાં બધે જ હિલચાલ શમી ગઈ છે. તમારું ગામ ઝઝૂમશે તો ય એનો અર્થ સરવાનો નથી. એકલા તમારા પ્રતિકારથી સરકાર નમવાની નથી. નકામી આવી બાથ શું કરવા ભરો છો?"

"એનો જવાબ હું કેવી રીતે આપી શકું?" માસ્તરના દિલમાં આનો જવાબ આપતાં કચવાટ થતો હતો. એમને પોતાને ય પ્રતિકારની નિષ્ફળતા લાગતી હતી.

સોહનસિંહ વાત અધૂરી છોડવા માંગતો નહોતો. એણે આગળ ચલાવ્યું: "ગામ તમારી સલાહ મુજબ ચાલે છે, એ હું જાણું છું. તમને હું ધારતો હોત તો ક્યારનો ય પકડી ને બંધ કરી દેત."

"કેમ ન પકડ્યો? હું તો ગામની બહાર જતો ય નથી."

"તમારે સાચું કારણ જાણવું છે?"

"હા."

"મને એમ હતું કે એક દિવસ તમને હું મનાવી શકીશ. ગામને ઓછામાં ઓછી મુશીબતોમાં નાંખી, આ બહિષ્કાર પાછો ખેંચાવી લઈશ. તમારા વગર એ શકય નહિ બને, એ હું પહેલેથી જ પહેલી મુલાકાતના દિવસે આપણે મળ્યા ત્યારથી જ, સમજી ગયો હતો. માટે તમને બહાર રાખ્યા. હવે જ્યારે લડતનું નામનિશાન રહ્યું નથી ત્યારે તમને એ કહેતાં જરાયે વસવસો ન રહેવો જોઈએ. તમે હા પાડો ને કાલથી મારે અહીં કશું ન કરવું, ને થોડા દિવસમાં ટુકડી ઊઠાવી ચાલ્યા જવું."

માસ્તર મૂંગા રહ્યા.

"બોલો છે કબૂલ?" સોહનસિંહે માસ્તરને માપતી વેધક નજરે જોયું.

"મને માફ કરો. તમારી આ દરખાસ્તનો જવાબ આપવા જેટલું સામર્થ્ય મારામાં નથી. લડત પાછી ખેંચવી કે ન ખેંચવી એ મારા હાથની વાત નથી. હું એવી સલાહ આપવા માટે અધિકારી પણ નથી." માસ્તરે ભૂમિ તરફ નજર કરી, પગ વડે જમીન ખોતરતાં કહ્યું.

"તો આમને આમ સહન કર્યે જ જશો?"

"પ્રભુની ઇચ્છા હશે એવું થશે!"

"તો આનો અંત કોણ લાવી શકે? એવી કોઈ સમજદાર વ્યક્તિ જ નથી, જે આનો અંત આણી શકે? જે તમારા પર પ્રભાવ પાડી, આ તોફાનમાંથી ગામલોકને બચાવે?"

માસ્તર ટટ્ટાર થયા. મહાભારતની કથા એમની મદદમાં આવી.

"તમને મહાભારતની કથા ખબર છે?"

"કેમ? એને શું સંબંધ છે?" સોહનસિંહ જરા ચકિત થયો.

"કુરુક્ષેત્રના યુદ્ધ પહેલાં કૃષ્ણભગવાન વિષ્ટિ કરવા ગયા હતા, ને પાંડવોને પાંચ ગામ આપવાની જ માંગણી કરી હતી. એ સલાહ

કૌરવોએ અવગણી ને કુરુક્ષેત્રનાં મંડાણ થયાં. એ પળે એક યા બીજા પક્ષનો અંત આવ્યા વગર લડાઈ ખતમ થાય જ નહિ."

"એટલે તમે એમ કહો છો કે સરકાર કે પ્રજા એમાંથી એકનો અંત આવ્યે જ આનો નિકાલ થાય."

"હા જી! તમે ગાંધીજીનો હાથ ધુત્કાર્યો, ને લડતનાં મંડાણ થયા. જેનો વિજય થાય એનો ખરો."

"તમારે અહીં કુરુક્ષેત્ર રચાવવું છે, એમ ને? ભલે!" સોહનસિંહ ખુરશી પરથી ઊભો થયો. આ મોતને ખાળવું મુશ્કેલ હતું.

ઊભા થતાં થતાં માસ્તર સામું જોયા વગર જ બોલ્યો: "તમારે માનવું ન માનવું એ તમારા હાથની વાત છે. મેં તમને છેલ્લી વાત કહી દીધી. હવે હું સબૂરી રાખવાનો નથી. તમે કહ્યું તેમ કાં તો અમે તારાજ થઈએ, અથવા તો તમે તારાજ થાવ. આખરે એમાં વેઠવાનું તમારે જ આવવાનું છે. ગામલોકને કહેજો કે આ યાદવાસ્થળીમાં,–તમારા જેવા માણસોએ હાથે કરીને વહોરેલા આ ખૂનખાર જંગમાં–હોમાઈ જવા બધા તૈયાર રહે."

માસ્તર છેલ્લા શબ્દો સાંભળવા ઊંબરા આગળ થંભ્યા ને ચાલી ગયા.

સોહનસિંહ વિચારના વમળમાં પડયો. એક પછી એક વિચાર એના મગજમાંથી ઝડપભેર પસાર થતા હતા. એણે યોજનાઓની કડીઓ પરોવવા માંડી. એ હવે ગામલોકની ઉદ્ધતાઈ સાંખવા માંગતો નહોતો. લશ્કરના કુશળ સેનાપતિની અદાથી, એ ઝડપભેર દુશ્મન પર હલ્લો લઈ જઈ એને તારાજ કરવા માંગતો હતો. એણે કિસનસિંહને બૂમ મારી: 'કિસનસિંહ! અહીં આવ તો!' કિસનસિંહ દોડતો દોડતો અંદર આવ્યો. એના હાથમાં બેચાર કાગળિયાં હતા.

"કેમ સાહેબ!" આટલી મોડી રાત્રે એકાએક બોલાવેલો જોઈ કિસનસિંહને આશ્ચર્ય થયું.

"વહેલી સવારે પાંચ માણસોને લઈ માસ્તર તથા મુખીને પકડી લઈ આવો."

આવું અણધાર્યું પગલું કિસનસિંહની સમજમાં ન આવ્યું. "માસ્તર તો સાહેબ, હમણાં જ અહીંથી ગયા."

"એ મને ખબર છે. આપણે અહીંની લડાઈ તુરત જ પતાવી દેવી છે. તમે બધા કંટાળ્યા છો ને?"

"હા જી." એક હાસ્ય કિસનસિંહના મોં પર સ્ફૂર્યું.

"આપણે આઠ દિવસમાં આ ગામ છોડી ચાલ્યા જવું છે."

કિસનસિંહ પોતાના સૂબેદાર પર ખુશ થઈ ગયો, ને આ આનંદના સમાચાર આપવા અંદર દોડી ગયો.

---

## પ્રકરણ નવમું ∴ ∵ છેલ્લું પગલું



**સવારના** ઓટલે દાતણ કરવા ગામલોકો બેસવાની તૈયારી કરતા હતા; ત્યાં ખબર આવ્યા, ‘ સવારે માસ્તર તથા મુખીને સરકારે ગીરફતાર કર્યો છે.’ આવી કાંઈક ખબર સાંભળવા લોકો તૈયાર જ હતા. છેલ્લા બે દિવસના બનાવો આવી આગાહી કરતા જ હતા.

સહુ ઝટપટ દાતણપાણીથી પરવારી ગયા, ને મુખીના ઘર તરફ વળ્યા. ગામનાં નાના નાના છોકરાઓને ખબર પડતાં જ એક નાનું સરઘસ ‘ ઇન્કીલાબ ઝીન્દાબાદ ’ના પોકારો ગજવતું કાઢયું, પણ પોલીસે તુરત જ એને વિખેરી નાંખ્યું. બેચાર જણને ઇજા પણ થઈ.

મુખીના ઘેર ધમાલ હતી. ગામના આગેવાનોમાંથી મોટા ભાગના લોકો ત્યાં આવ્યા હતા—એક મગનલાલ સિવાય.

“ પેલો મગનિયો આવ્યો નથી લાગતો. ” કોકે ટીકા કરી.

“ ન આવ્યો તો સારું થયું! એણે જ આ લોકોને પકડાવ્યા હશે.”

“ એને મુખી થવું છે. એમને એમ કાંઈ થવાશે ખરું ? ”

“ મૂઓ કાળમુખો !” અંદરથી પશી રબારણનો અવાજ આવ્યો. “ એનું માથું જ ટીચી નાંખવું જોઇએ,”

હવે શું કરવું એ સવાલ હતો. આજ સુધી માસ્તર જે સલાહ આપતા તે શિરોધાર્ય લેખી સહુ સ્વીકારતા, ને અમલ કરતા. છેલ્લા બે દિવસ બાદ કરતાં ગામ બરોબર ટકી રહ્યું હતું, ને દુશ્મનને હંફાવ્યો પણ હતો. એ બધા માસ્તર કહે એ પ્રમાણે કરવા ટેવાઈ ગયા હતા. પણ હવે પછીનો સવાલ મૂંઝવતો હતો.

જુવાનિયાટોળામાંથી કોકે ચિનગારી વહેતી મૂકી: "આપણે આનો બદલો લેવો જોઈએ."

"શો બદલો ?"

"ચોરે જઈને મૂકીએ પૂળો !"

"માસ્તર, મુખી સહિત સહુને સળગાવી દઈએ, એમ ને !" પ્રૌઢોમાંથી કોકે દલીલની અસંગતતા બરોબર બતાવી દીધી. પેલા જુવાને માથું ખંજવાળ્યું.

"ગામલોક ટોળે મળીને જઈએ ચોરા પર. ગામના કટકનો દસબાર માણસો સાથે સામનો કરીએ, ને મુખી માસ્તરને છોડાવી લાવીએ."

"દક્ષિણમાં આવું જ બન્યું હતું. આગેવાનોને સરકાર પકડી ગઈ હતી. ગામલોકે જઈને હલ્લો કર્યો, ને છોડાવી લાવ્યા."

"પણ એમની પાસે બંદૂકો છે. જ્યારે આપણી પાસે..."

"થોડાક ખપી જશે, પણ એમને તો પૂરા કરશું ને !"

"પછી શું ?"

"આગે આગે ગોરખ જાગે !"

"એમ જાણીબૂઝીને આગમાં પગ મૂકવા કોઈ તૈયાર ન થાય. આ લોકને પૂરા કરશો તો વધારે પોલીસ આવશે. તે પછી ગામનું શું થશે ? આવી અવ્યવહારુ વાતો કરવી નકામી છે."

"તો વ્યવહારુ રસ્તો સૂચવો !"

ચર્ચાનો સૂર બદલાયો. આકળો, ઉતાવળો રસ્તો બહુ રુચિકર આવતો નહોતો. "મને તો એક રસ્તો સૂઝે છે." ગામના એક વૃદ્ધે સૂચવ્યું.

"શું?"

"આપણે અમલદાર પાસે જઈએ, ને આ લોકને છોડવવા વિનંતિ કરીએ."

જુવાનિયાઓથી કોક કોક હસતાં બોલ્યું, "માથે સઘડી મૂકી, મોંમાં તરણું ઝાલી..."

"નાના મોંએ મોટી વાત ન કરીએ, ભાઈ! હું તો તોડ સૂચવું છું."

"એમ કંઈ એ અમલદાર બધાને છોડશે? એ તો કહેશે કે આ લડત માંડી છે તે બંધ કરો. સરકારી વેરો ભરી દો. આવું વચન આપશો તો છોડશે કદાચ."

"તારી વાત તો સાચી છે."

"પણ એમાં ખોટું શું છે?" બીજા એક વૃદ્ધ બોલ્યા. "બીજે બધે શાંત પડી ગયું છે. આપણે ખેંચીશું તો ય કાંઈ સ્વરાજ આવવાનું નથી. જીવતા હઈશું તો ફરી કયાં નથી થતું? એકવાર લડયા ને હાર્યા, બીજી વાર પણ એમ થયું; ફરી લડીશું."

"'કરેંગે યા મરેંગે'નું શું?" કોક પાછળથી બોલ્યું.

"જેને મરવું હોય તે મરે! રસ્તો ખુલ્લો છે, બાપલા! બાકી આખા ગામને મારવામાં કાંઈ શરાતન કે ડહાપણ નથી જ."

"હવે વધુ વખત કાઢવામાં સાર નથી. ત્યારે કરો નક્કી કાંઈ."

"બધાનો મત જાણો તો ખરા."

એક પછી એક ભેગા થયેલા માણસોને પૂછવાની શરૂઆત થઈ. પણ જાત જાતના અભિપ્રાય આવ્યા. કોઈ બાબત પર એકમતી જણાઈ નહિ.

પણ આ એકમતી એક નવા અણધાર્યા બનાવે આણી દીધી.

બધા બેઠા હતા ત્યાં મંગલસિંહ એક રુક્કા સાથે આવી પહોંચ્યો. મંગલસિંહ ને આવેલો જોઈ બધા હેરત પામી ગયા.

"તમારે બધાને માટે સાહેબે આ ચિઠ્ઠી મોકલી છે, ને આનો જવાબ બપોર સુધીમાં માંગ્યો છે," એ રુક્કો મૂકી ચાલ્યો ગયો. બીજી વાત કરવા ઊભો પણ ન રહ્યો.

કાગળ ખોલીને એક જણાએ વાંચ્યો. એમાં લખ્યું હતું, "તમારા આગેવાનોને કેમ છોડાવવા તેની ચર્ચા કરવા તમે બધા ભેગા થયા છો. એમને છોડાવવા હોય, જિંદગી સુધી કેદખાનામાં સબડતા રહેવા દેવા ન હોય, તો બપોર સુધીમાં તમારા આગેવાનોને થોડો વેરો લઈ મોકલવા, બહિષ્કાર પાછો ખેંચી લેવાની કબૂલાત આપવી; તોફાન-ધાંધલ બંધ કરવાં; સિપાઈઓને ખાવા માટે બંદોબસ્ત કરવો. બપોર સુધીમાં જો જવાબ નહિ આવે તો આ આગેવાનોને અહીંથી વિદાય કરવામાં આવશે, ને ગામને લશ્કરી વિસ્તારમાં ગણી આગ મૂકવામાં આવશે."

બોમ્બ પડ્યો હોય એવી અસર આ સભા પર થઈ. છેલ્લી લીટીનો ભાવ સ્પષ્ટ હતો. માસ્તર મુખીના છુટકારા કરતાં આ વાત વિશેષ મહત્ત્વની હતી. ઘડીભર તો એ છુટકારાની વાત ભુલાઈ ગઈ, ને ગામની તારાજી પર સહુનું ધ્યાન ચોંટયું. ગામને આ આફતમાંથી ઉગારવાનો રસ્તો એક જ હતો : ગામની લડતને ભાંગી નાંખવી.

"આપણી આગળ હવે બે જ રસ્તા રહ્યા છે: અહીં છાના-માના બેસી રહેવું, આગેવાનોને જેલના સળિયા પાછળ બંધ થવા દેવા ને ગામને પૂળો મુકવા દેવો, બધી મિલકતનો નાશ કરાવવો, અગર ત્યાં જઈ અમે આ લડત બંધ કરી છે, એટલું કહેવું; અને આ બધા વિનાશમાંથી ઊગરી જવું."

આ વાત સાચી હતી, ને બીજા રસ્તાનો વિરોધ કરવા કોઈ તૈયાર નહોતું.

ગામના આગેવાનોએ અંદર અંદર મસલત કરી એક કમિટિ નીમી દીધી. કોકે મગનલાલનું નામ સૂચવ્યું.

"આવે વખતે એ ખરો કામમાં આવશે, પોલીસ સાથે એને સારાસારી છે. એને ભેગો લઈ લ્યો."

"હા મૂકો, નમવા બેઠા છીએ તો નાકલીટી જ તાણી નાંખીએ !"

નામો નક્કી થયાં ને બપોરે જવાનું ઠરતું હતું; ત્યાં વળી કોકે સૂચવ્યું : "હવે બપોર પર શું કરવા જાવ છો ? અત્યારે જ કરો કંકુના ! આવા ધર્મકામમાં ઢીલ શું કરવા કરવી ? જઈ આવો, અત્યારે ને અત્યારે કામ પૂરું કરી નાંખો."

"એમ જ કરીએ. ચાલો અત્યારે જ."

લોકો ઊભા થતા હતા, ત્યાં તો અંદરથી મંછા આવી. એણે ઘૂમટો કાઢેલો હતો. આ બધી વાતો સાંભળી એને ગુસ્સો આવ્યો હતો.

"જરા ઊભા રહેજો." મંછા બહાર આવતાં જ બોલી. એના અવાજમાં સખ્તાઈ હતી.

"કેમ વહુ ?" મહાજન થંભ્યું.

"મારા ધણીને છોડવવા આમ ન કરતા. અમારા કુળની આબરુ પર બટ્ટો ન લગાડો. અમે તારાજ થઈ જઈએ તો ભલે. પણ અમારે નામ બોળવું નથી. ભલે એ જેલમાં સબડી જાય. પણ અમારે માફી નથી માંગવી."

મંછાનો વાણીપ્રવાહ આગળ ચાલ્યો. એના અવાજમાં સખ્તાઈ હતી. મહાજન ત્યાં અટકી ગયું. "ને માસ્તરકાકા શું કહેશે તે ખબર છે ? એને બહાર આવીને કૂવો પૂરવો પડશે. આખા ગામનેમાથે બ્રહ્મહત્યાનું પાપ લાગશે, આમ એ ગામ સળગાવી દેશે. પણ તમે બધા જીવતા રહેશો તો કોક દિવસ એને વસાવી શકશો. આબરુ રહી હશે તો જીવન રહેશે. પણ માસ્તરને ગુમાવી તમારા આત્મા

પ્રેતલોકમાં ભમશે ને કદી શાંતિ નહિ પામે. તમારા આગેવાન ખાતર પણ તમારે આ કરવું ન જોઈએ."

"પણ બહુ નુકશાન થશે એનું શું!" કોઈકે થોથવાતા અવાજે કહ્યું.

"શાનું નુકશાન થશે? ગામનું કે નામનું? તમારામાં હિંમત ન હોય તો ઘરમાં બેસી રહો, ગામ છોડી ચાલ્યા જાવ. પણ નામ શું કરવા વેચો છો? પેલા શહેરના છોકરાઓ આવી શું કહેતા હતા તે ખબર છે? પેલો રમણ આવીને કહેતો હતો કે આ ગામે હિન્દુસ્તાનના ઇતિહાસમાં નામના કરી છે. લોકો અંતરથી એની પૂજા કરે છે. આ બધું આવી મામૂલી સંપત્તિ, ઘરબાર, ઓરડાં ને નાનકડી પૂંજી માટે ગુમાવવા તૈયાર છો? તમારાથી કાંઈ ન થતું હોય તો અમને કહો, અમે ગામની આગેવાની લઈએ. તમે બધા ઘરમાં બેસી રહો." મંછા કંપતી હતી. એ પહેલાં આટલું બધું બહારના માણસો આગળ કદી બોલી નહોતી. એના ધૂંધવાતા અંતરની જ્વાળા આજે જોરથી ભભૂકી ઊઠી હતી.

પશી એની વહારે આવી: "બા કહે છે એ બરોબર છે. તમારા બધાથી કાંઈ દહાડો ન વળવાનો હોય તો બાજુએ ખસી જાવ. પણ ગામના ઊજળા નામ પર કૂચડો ન ફેરવતા."

મહાજન વળી પાછું વિચાર કરવા બેઠું. વાતાવરણ બદલાઈ ગયું હતું. કોઈ સલાહ કરવા જવા તૈયાર નહોતું. ત્યાં તો ફરી મંછાનો અવાજ આવ્યો:

"તમારે જે કરવું હોય તે કરજો. પણ જો નમીને મારા ધણીને છોડાવવા જશો, તો હું અહીં જીભ કચરીને મરી જઈશ. મારાથી આ શરમનો ઘૂંટડો નહિ ગળી શકાય." એ અંદર ચાલી ગઈ. પણ મહાજનનો મત નક્કી થઈ ગયો. સોહનસિંહ પાસે જવાની વાત પડતી મુકાઈ.

પણ ખતરનાક બનાવની વાત તો હજી ઊભી હતી. નિર્ણય થયો કે બપોર પહેલાં ગાડાં ભરીને ગામમાંથી ઊચાળા ભરવા ને ગામને ઈશ્વરને સોંપી દેવું.

વાળુટાણે તો ગાડાં બંધાયાં. ગામની નિર્મળ ધરતી પર મોતને છુટ્ટું મૂકી દઈ સહુ નીકળ્યા. આકાશમાં વાદળોની કતાર જામી હતી, ને ગામલોકના અંતરમાં પણ એવો અંધકાર જામ્યો હતો. કોકવાર અંધકાર વીખરાશે, વાદળ વરસશે, ફરી પાછા આ ધરતી પર પગ મૂકવાનું થશે !

ગામની ભાગોળે આવેલી દેરીએ સહુ થંભ્યા, ને વારાફરતી તમામ લોકો માતાને પગે લાગી આવ્યા.

'મા ! તારે ખોળે અમે આ ઘરબાર, ગામ ને જમીન મૂક્યાં છે. તારી કૃપાએ અમે સદાય જીવતાં રહ્યાં છીએ ને ગામ રક્ષાયું છે. તો અમે ન હોઈએ તો યે આ ગામને બચાવજે. અમે નહિ તો અમારાં છોકરાં પણ અહીં આવશે, ને તારી પૂજા કરી ધન્યતા અનુભવશે."

નાળિયેર વધેરી આંખમાં આંસુ સાથે સહુએ ગામ છોડ્યું. કૂતરાં પણ ગામલોક સાથે ચાલી નીકળ્યાં હતાં.

ચોરે બેઠાં બેઠાં સોહનસિંહે ગામલોકની હિજરતના સમાચાર સાંભળ્યા. ગામલોક નમવાને બદલે આવું પગલું ભરશે એમ એણે માન્યું નહોતું. તેમાંય આખું ગામ આવું ગંભીર પગલું ભરશે, વર્ષોથી જ્યાં રહેતા આવ્યા હતા, એ વતનની ભૂમિનો ત્યાગ કરવા સુધી જશે, એ માનવું કઠણ હતું. એણે બારડોલીની હિજરતની વાત સાંભળી હતી. એની આંખ આગળ ગૂજરાતની વીરતા મૂર્તિમંત ખડી થઈ. આ એક ગામ જેવાં હજાર ગામ હિંદ ભરમાં હોય તો બ્રિટિશ સરકાર ટકી રહે ખરી ?

ગામની સૂની ધરતી પર ખંડિયેરો જેવાં સૂનાં મકાનો ઊભાં હતાં. એમાંથી કોક સાદ, મૂંગો મૂંગો પણ, લોકને પ્રકાશ આપતો હતો.

ગાયથી છૂટું પડેલું વાછરડું માને શોધવા બૂમો મારે ને આમતેમ ચકળવિકળ આંખોએ નજર ફેરવ્યા કરે, એવું ગામ જોતાં લાગતું હતું. ધરતીને ય લાગણીઓ તો હોય છે. નહિતર એ કૂણાં છોડને સારુ પોતાના સ્તનમાં દૂધ અમી શું કરવા સિંચી રાખત ? એને કોણ કહેવા ગયું હતું કે મેઘનાં વારિ તારે સંઘરવાનાં છે ?

સોહનસિંહની નજર ગામ, ગામનું ભાગોળ, ગામનું મંદિર, તળાવ એ બધાને વિંધતીવિંધતી નદીનાળાં, જંગલ વટાવતી દૂર જઇને થંભી હતી.

એ ય એક ગામ હતું. ત્યાં ય આંબાની ઘટા હતી, ભાગોળ હતી, મંદિર હતું, ત્યાં ય માનવીઓ વસતા હતા. ત્યાં ય ધરતીના પ્રેમનો સજળ જાદુ લોક પર હતો. ત્યાંના એક માનવીએ,–એની માતાએ જ, કહ્યું હતું, 'બેટા ! આપણા ગામ જેવું દુનિયામાં બીજું એકે ગામ નથી, આખી દુનિયા આપણને છોડે પણ આ ગામ આપણને સંઘરશે. વતન અને માતા એનો સ્નેહ અદ્ભુત હોય છે, બેટા ! એને કોઈ દિવસ તરછોડીશ નહિ.'

સૂનું ગામ એની ઉર–કહાણી કહેતું હતું, અહીં લોક ટોળે મળી કથાવાર્તા સાંભળતા, અહીં લોક ઊમટીને પોતાના આનંદ–શોકની વાતો એકબીજાને કહેતા, અહીં લગન લેવાતાં ને પણે ચિતા ખડકાતી; અહીં ગાય–બળદને ચાર નીરાતી; પણે, પનીહારીઓ માથે બેઢાં મૂકી પાણી ભરતી; અહીં વાણિયાની દુકાને પૈસા બે પૈસાનો માલ લેવા લોકો આંટો ખાતા; પણે, વણકરવાસમાં હાથશાળોનો ખટક ખટક અવાજ આવતો; અહીં લુહારની ધમણ ચાલતી; પણે, છોકરાઓ ગેડીદડાની રમત ખેલતા.

પેલા ગામની ઉર–કહાણી આવી જ નહોતી શું ?

ગામનો મૂંગો સાદ એને બોલાવતો હતો. એની પાસે જવાબ માંગતો હતો.

માતાના ખૂનનું પાતક કેટલું ? વતનના ખૂનનું પાપ !

ગામ છોડી ગાડાંની કતાર ચાલી જતી હતી તેમ સોહનસિંહના ઉરમાં વ્યથાની કતાર દોડતી હતી. એણે કેવો મોટો દ્રોહ કર્યો હતો !

એણે આંખો મિંચી દીધી. બહાર નીકળવા મથતાં આંસુ ત્યાં જ દબાઈ રહ્યાં. એ જઈને પથારીમાં પડયો. એનું મગજ ઘૂમતું હતું.

ગામ ખાલી થઈ ગયું. એક ખૂણેથી આગ શરૂ થઈ. સોહનસિંહની સૂચના પ્રમાણે બરોબર કાર્યારંભ થયો. તુરત જ સહસ્રમુખી અગ્નિને વાચા ફૂટી ને મકાનો તૂટવા માંડયાં. આકાશ જ્વાળાઓથી અંકિત થઈ લાલ બનવા માંડયું.

"સાહેબ ! ગામ સળગાવી મૂકયું છે. હવે શો હુકમ છે."

સોહનસિંહ બહાર આવીને આ વિરાટ ચિતાને જોઈ રહ્યો. ખિન્ન અવાજે એણે કહ્યું :

"બિસ્તરા બાંધો; આપણે પણ અહીં રહેવું નથી. બને એટલા જલદીથી અહીંથી ચાલી નીકળવું છે..."

સામાન તુરતોતુરત બંધાવા માંડયો, ને અર્ધા કલાકમાં તો ઘોડાઓ ગામ છોડી ચાલી નીકળ્યા. ગામને મહોબ્બત કરવા કોઈ પ્રિયજન કે કોઈ દુશ્મન હવે રહ્યો નહોતો. અગ્નિશિખા હવે ચોમેર ખાક કરવા ઘૂમતી હતી.

પાદરે વડના ઝાડ પર, પેલું ઘુવડ માત્ર રાડો પાડતું હતું– સિપાહીઓને જતા જોઇને.

+ + +

એક વર્ષ પછી ત્રણ માણસો ગામની જગાને ઢૂંઢતા હતા. એ ત્રણ હતા–માસ્તર, મુખી અને સોહનસિંહ. ત્રણેના મુખ પર વિષાદ હતો.

"હવે ?" મુખીએ પૂછ્યું.

"આ જ આપણું ગામ; ફરી વસાવવાનું." માસ્તરે જવાબ આપ્યો.

"હું ય તમારી સાથે જ છું. મારાથી આ ગામ તારાજ થયું. આ ગામ જ હવે મારું વતન !"

"એમાં તમારો શો વાંક, સરદાર ! તમે તમારી ફરજ બજાવી, ને છેલ્લે એનું પાયશ્ચિત કરી લીધું. આખરે ઈશ્વરેચ્છા બલીયસિ."

મંદિરની દેરી હજી ય અનામત હતી. દેવીના મુખ પર પ્રસન્નતા હતી.

"મા ! તારે ખોળે અમે પાછાં આવ્યાં છીએ. અમને સંઘરજે ! અમારા દોષો ભૂલી જજે !"

માના મોં પર હાસ્ય વિલસી રહ્યું.



# નવાં પુસ્તકો



| | | | |
|---|---|---|---|
| | | | રૂ. આ. |
| **વ્રજરાણી** ... | ... સ્વ. પ્રેમચંદજી ... | ... | ૩—૮ |
| **પ્રેમ–પ્રતિજ્ઞા** ... | ... ,, ... | ... | ૩—૮ |
| **વિવાહ મંદિર** ... | ... નારાયણ બાબુ | ... | ૩—૦ |
| **પ્રેમ અને પૂજા** ભાગ ૧/૨ લે. દર્શક [સ્વામી આનંદની અભ્યાસપૂર્ણ પસ્તાવના સાથે] | | | ૫—૦ |
| **અજ્ઞાતા** ... | ... ચુ. વ. શાહ | ... | ૧—૮ |
| **વિસર્જન** ... | ... અનુ. પલાશ | ... | ૨—૮ |
| (પતિતાઓની હૃદયદ્રાવક કથાઓ) | | | |
| **બહિષ્કાર** ... | ... પલાશ ... | ... | ૩—૦ |
| (ડૉ. હરિપ્રસાદ વ. દેસાઈની પ્રસ્તાવના સાથે) | | | |

**હવે પછી:—**

**પરિહાસ** સ્વ. પ્રોફે. નવલરામ જ. ત્રિવેદી (છપાય છે)

**રાજકારણના પાયા** ... (પ્રોફે. હેરોલ્ડ લાસ્કીના Grammer of Politics નો ભાવાનુવાદ) અનુ. નીરુ દેસાઈ ( ,, )

**ભસેગા ઓર કાટેગા** ડૉ. હરિપ્રસાદ વ. દેસાઈ ( ,, )

**કલંક શોભા**......પ્રોફે. ના. સી. ફડકે ( ,, ) અનુ. ભાસ્કરરાવ વિદ્વાંસ

## આદર્શ પુસ્તક ભંડાર

પી. ધનજીભાઈની ફેક્ટરી સામે, રાયખડ રોડ, **અમદાવાદ.**

# મૃદુલ ગ્રંથાવલિ

## નિયમો

૧ આ ગ્રંથાવલિનું વર્ષ કારતક સુદ ૧ થી આસો વદ ૦)) સુધીનું ગણાશે.

૨ આ ગ્રંથાવલિમાં, દર વર્ષે ત્રણથી ચાર પુસ્તકો દ્વારા, સાતસોથી આઠસો પાનાનું વાંચન આપવામાં આવશે.

૩ દરેક પુસ્તક ગ્રાહકને ઘરબેઠાં મળશે. અને ગ્રંથાવલિનું છેલ્લું પુસ્તક નવા વર્ષનું લવાજમ વસૂલ કરવા માટે વી. પી. થી મોકલવામાં આવશે, જો કોઈ ગ્રાહકે ગ્રાહક તરીકે કમી થવું હોય તો અમને અગાઉથી ખબર આપવી જોઈશે, જેથી તેમનું છેલ્લું પુસ્તક વી. પી. નહિ કરતાં બૂકપોસ્ટથી રવાના કરવામાં આવશે.

૪ વી. પી. પાછું વાળનાર ગ્રાહકને છેલ્લા પુસ્તક પર કાંઈ અધિકાર રહેશે નહિ.

**વાર્ષિક લવાજમ રૂા. ૮–૦–૦ (દેશમાં)**

લખો:—

**આદર્શ પુસ્તક ભંડાર**

પી. ધનજીભાઈની ફેક્ટરી સામે, રાયખડ રોડ, અમદાવાદ

